# વણિક વિદ્યાની વાતો.

## ભાગ ૧ લો.

રચનાર અને પ્રસિદ્ધ કરનાર.

વકીલ દયાળજી રણછોડદાસ.

દોહરો.

વિદ્યા વાંચે જાણકની, સમજે તેનો સાર,
આનંદ બુદ્ધિ ઉપજે, થાય દુઃખનો પાર. ૧

મુબઈ.

નશાનજી પરમાનંદ ચાહેવાળાના શ્રી "જગંનન"
પ્રીંટીંગ પ્રેસમાં, સીવરામ રતનાજી પ્રીંટરે છાપ્યુ છે.



સંવત ૧૯૫૪ સન ૧૮૯૮.

કીમત ૬૦ આના.

# વણિક વિદ્યાની વાતો.

ભાગ ૧ લો.

રચનાંર અને પ્રસિધ્ધ કરનાર.

વકીલ દયાળજી રણછોડદાસ.



દોહરો.

વિદ્યા વાંચો વણિકની, સમજો તેનો સાર,
અનેક બુદ્ધિ ઉપજે, પામો દુઃખનો પાર. ૧



મુંબઈ.

"શ્રી ગજાનન પ્રીંટીંગ પ્રેસમાં"

વસનજી પરમાણંદે છાપ્પી.

સંવત ૧૯૫૪ સન ૧૮૯૮.

કીમત ૧૦ આના.

# પ્રસ્તાવના.

વણિક વિદ્યાની વાતો એ નામની ચોપડી મેં તૈયાર કરી, તેમાં વણિક વિદ્યાની વાંતો પચીસ છે તે ઘણી વાંચવા જેવી અને વિચારવા જેવી છે. ચૌદ વિદ્યા, બત્રીશ લક્ષણ, અને બોતેર કળાઓ શીખ્યો હોય, પણ જો તે વાણિયા વિદ્યા ભણેલો ન હોય, તો તે કાંઈ ભણ્યો નથી. કહ્યું છે કે.

### સોરઠો.

કરે વિચારી કાજ, જરૂર એવા વાણિયા;
ગયું રાવણનું રાજ, વણ પરધાને વાણિયા.

વાણિયા વિદ્યામાં મુખ્યતો સમય સૂચકતા હોય છે, એટલે જેવો સમય તેવું ચાલવું કોઇ વખતે શત્રુને નમી જવું, અને વળી વખત આવે ત્યારે તેના સામું થવું. અને હરેક કામ ડહાપણથી સાધવું. "ગોળે મરે તેને વિખથી મારવો નહિ." ગમે એવા વચનમાં બંધાયા છતાં અકકલ હુશિયારીથી તેમાંથી છૂટી જવું, તે વાણિયા વિદ્યા ભણ્યો હોય તેને આવડે. બીજાને આવડે નહિ; આ ચોપડીમાં એવી વાતો છે. રાજા રાજ્ય મેળવી શકે, તથા ખજાનો ભરી શકે. પણ તે રાજ્ય કે ખજાનો સાચવવો તે વાણિયા વિદ્યા ભણ્યો હોય તેવા પ્રધાનથી સચવાય. જેમ ઉન્મત ઘોડું હોય, તે લગામને વશ રહે છે. નહિતો ક્યાંઇ જઈને ખાડામાં પડે.

તેમજ વાણિયા વિદ્યા ભણેલા પ્રધાનની મર્યાદામાં રાજા રહે તોજ સુખી થાય.

ઘણા પરિશ્રમથી આ ચોપડી મેં તૈયાર કરી છે. તોપણ સર્વ લોકોને તેનો લાભ લેવાને મુશ્કેલ ન પડે માટે તેની કીંમત ફક્ત દશ આના રાખવામાં આવી છે પોસ્ટેજ જૂદું.

પ્રથમ મેં હાજર જવાબી પ્રધાનની વાત ભાગ ૧ લો. તથા બીજો તૈયાર કરી છપાવ્યો છે. તે બંન્ને ચોપડીઓ સરકારે નિશાળોમાં ઇનામ આપવાને પસંદ કરી છે. તેની કીંમત હાલ આઠ આના રાખી છે.

વણિક વિદ્યાની વાતો વિષે જગત પ્રસિદ્ધ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઈનો અભિપ્રાય આ નીચે લખ્યા પ્રમાણે છે. તે વાંચવાથી ખાત્રી થશે કે એ ચોપડી કેવી ઉપયોગી છે.

વણિક વિદ્યાની વાર્ત્તાઓની ચોપડી, વકીલ દયાલજી રણછોડદાસની બનાવેલી મેં સારી પેઠે વંચાવી જોઈ છે. એ ચોપડી ઘણી વાંચવા લાયક છે. તથા સદ ગૃહસ્થોએ તેને ઉત્તેજન આપવા લાયક છે, એ ચોપડી વાંચવાથી માણસમાં અક્કલનો વધારો થાય. એમાં સંશય નથી એ ચોપડી નિશાળોમાં ઈનામ આપવા લાયક છે.

**લી૦ ક૦ દલપતરામ ડાહ્યાભાઈ સહી.**

**વકીલ દયાળજી રણછોડદાસ.**

# વણિક વિદ્યાની વાતો.

## ધારા નગરીના મુછાળા શેઠની

## વાત ૧ લી

સોરઠો.

કરે વિચારી કાજ; જરૂર એવા જાણિયા;
ગયું રાવણનું રાજ, વણ પરધાને વાણિયા. ૨

વૈરાટ શહેરમાં એક બ્રાહ્મણનો દીકરો આઠ વર્ષની ઉમરનો હતો. તેનું નામ તિવ્રબુદ્ધિ હતું, અને જેવું નામ તેવા તેનામાં ગુણ હતા. તેને વિદ્યા ભણવાનો બહુ શોખ હતો. તેણે સાંભળ્યું કે કાશીમાં ચૌદ વિદ્યા ભણાવે છે, તેથી તે કાશીએ ગયો; અને ચૌદ વર્ષ રહીને ચૌદ વિદ્યાઓ, બત્રીસ લક્ષણ, અને બોતેર કળાઓ શીખ્યો; પછી ઘર તરફ પાછો ફર્યો. તે માળવા દેશમાં ધારા નગરીને પાદર આવ્યો; ત્યાં કૂવા ઉપર પાણી પીવાને ગયો. ત્યાં એક મહાચતુર વાણિયાની સ્ત્રી પાણી ભરતી હતી; તેણે પૂછ્યું કે મહારાજ કયાં જઈ

આવ્યા ! ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે હું કાશીએ જઇને ચૌદ વર્ષ રહ્યો અને ચૌદ વિદ્યાઓ બત્રીસ લક્ષણ, અને બોતેર કળાઓ શીખીને આવ્યો; હવે વૈરાટ નગર મારે ઘેર જાઉં છું. ત્યારે તે બાઈએ કહ્યું કે તમે બધી વિદ્યા શીખ્યા, પણ વાણિયા વિદ્યા શીખ્યા છો ? ત્યારે તેણે કહ્યું કે ના. વાણિયા વિદ્યા તો હું નથી ભણ્યો ત્યારે તે બાઇએ કહ્યું કે તમે વાણિયા વિદ્યા ભણ્યા નથી, ત્યાં સૂધી કાંઇ ભણ્યો નથી. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે તે વાણિયા વિદ્યા મને કોણ ભણાવશે? ત્યારે તે બાઇએ કહ્યું કે આ શહેરમાં એક મૂછાળો શેઠ કહેવાય છે તે વાણિ-યા વિદ્યા પૂરેપુરી ભણેલો છે; તેને ઘેર જાઓ, એટલે તે તમને ભણાવશે. પછી તે મૂછાળા શેઠને ઘેર ગયો; શેઠે પૂછ્યું કે તમે કયાંથી આવ્યા ! ત્યારે તેણે કહ્યું કે હું વૈરાટ નગરનો રહેનાર છું. પણ કાશીએ જઇને ચૌદ વર્ષ રહીને ચૌદ વિદ્યા ભણીને મારે ઘેર જતો હતો; પણ આ ગામને પાદર કૂવા ઉપર એક બાઈ સાથે વાત ચીત થતાં તેણે કહ્યું કે તમે બધું ભણ્યા, પણ વાણિયા વિદ્યા ભણ્યા નથી, ત્યાં સુધી કાંઈ ભણ્યા, નથી; પછી તેણે આપનું નામ બતાવ્યું; તેથી હું આપની પાસે વાણિયા વિદ્યા ભણવા આવ્યો છું. ત્યારે શેઠે કહ્યું કે આ પાસે-ના ઓરડામાં ઉતારો રાખો, અને સવારથી સાંજ સૂધી મારી પાસેને પાસે રહેજો. એટલે તમને વાણિયા વિદ્યા આવડશે. અને

સીધું પાણી જોઇશે, તે અમે આપશું. પછી તેણે ત્યાં ઉતારો કર્યો. અને થોડીક વારમાં રંસોઇ પાણી જમી લઇને શેઠની પાસે આખો દહાડો બેઠો રહેતો હતો.

એક સમે ભોજરાજા અને બુદ્ધિસાગર પ્રધાન એકાંતે વાતો કરતા હતા. ત્યારે ભોજે પૂછ્યું કે ધારા નગરીમાં ડાહ્યામાં ડાહ્યો માણસ કોણ હશે ! ત્યારે પ્રધાને કહ્યું એક મૂછાળો શેઠ છે, તે બહુ ડાહ્યો છે. ત્યારે રાજાએ કહ્યું કે એ વાત જૂઠી છે. આ શહેરમાં ગાંગો ઘાંચી છે, તેના જેવું ડાહ્યું માણસ કોઇ નથી. પ્રધાને કહ્યું કે કચેરીમાં જઇને તે બન્ને જણને બોલાવીને તેમની બુદ્ધિની પરિક્ષા કરીએ. પછી કચેરીમાં જઈને એક સિપાઇને મૂછાળા શેઠને બોલાવા મોકલ્યો. અને એકને ગાંગા ઘાંચીને બોલાવા મોકલ્યો. ગાંગો ઘાંચી તો સિપાઇને જોઇને ગભરાઇ ગયો, અને કહ્યું કે મેં રાજાનો શો ગુનોહ કર્યો છે, કે મને સિપાઈ બોલાવા મોકલ્યો. ત્યારે સિપાઇએ કહ્યું કે તે તો હું જાણતો નથી. પણ તું ચાલ, નહિ તો હાથ બાંધીને લઇ જવો પડશે.

હવે મુછાળા શેઠની દુકાને જે સિપાઇ બોલાવા ગયો હતો, તેણે જઇને કહ્યું કે આપને ભોજરાજા બોલાવે છે. એટલે શેઠ તો બે ત્રણ ગુમારતા, તથા પેલા બ્રાહ્મણને લઇને ગાડીમાં બેસીને કચેરીમાં ગયા. અને રાજા, પ્રધાન, અને બધી કચેરીને

સલામ કરી. પ્રધાને તેમને બેસવા ચાકળો આપ્યો; એટલે શેઠ બેઠા. તેમની આસપાસ ગુમાસ્તા તથા પેલો બ્રાહ્મણ બેઠો. એવામાં ગાંગો ઘાંચી થરથર ધ્રુજતો ધ્રુજતો આવ્યો; અને બોલ્યો કે રાજા સાહેબ! મારો શો ગુનોહ છે; તે કહો. રાજાએ જાણ્યું કે શેઠને બેસવાને પ્રધાને ચાકળો આપ્યો, માટે આને હું ચાકળો આપું. એવું ધારીને કહ્યું કે આ ચાકળા ઉપર બેસો. પછી ગાંગો ઘાંચી ચાકળા ઉપર બેઠો. પછી પ્રધાનને રાજાએ કહ્યું કે એની બુદ્ધિની પરિક્ષા કરો. ત્યારે પ્રધાને ગાંગાને કહ્યું કે તમારી પાસે એક ચીજ છે, તેનો રાજાજીને ખપ પડયો છે; માટે તેનું જે મૂલ થાય, તે લ્યો, અને તે વસ્તુ આપો.

ગાંગે કહ્યું કે રાજાજીને ખપ હોય, તો માથું આપીએ; તો બીજી વસ્તુ શા હિસાબમાં પ્રધાને કહ્યું કે તમારી દાઢી બહુ મોટી છે. માટે તેનો ખપ છે. તેનું મૂલ થાય, તે કહો પછી ગાંગે પોતાની દાઢી ઉપર હાથ ફેરવીને કહ્યું કે આટલી દાઢી વધારતાં તો પાંચસેં રૂપીઆ ખરચ થાય. ત્યારે પ્રધાને ત્રીજોરીમાંથી પાંચસેં રૂપીઆની કોથળી મગાવીને ઘાંચીને આપી અને હજામને કહ્યું કે એની દાઢી કાતરી લે. પછી હજામે દાઢી કાતરીને પ્રધાન આગળ ધરી, પ્રધાને લઇને પોતાની ગાદી તળે દબાવી. ગાંગો ઘાંચી તો પાંચસેં રૂપીઆની કોથળી લઇને બહુ રાજી થતો થતો ઘેર આવ્યો. પછી રસ્તામાં

તેની નાતના કે સગાવહાલા મળે, તે કહે કે દાઢી ક્યાં ગઈ ? ત્યારે તે કહે કે હું પ્રધાનને ઠગી આવ્યો; રૂપીઆ પાચસેં લઈ આવ્યો. પછી તેના નાતીલા તો તેને ધિક્કાર ધિક્કાર કરે. અને કહે કે દાઢી વિના તો મોં બહુ ભુંડું દેખાય છે.

પછી ઘેર ગયો, ત્યાં ગંગલી ઘાંચણ પણ વઢવા ઉઠી. અને કહ્યું કે બળ્યા તારા રૂપીઆ, પાછા આપી આવ, અને દાઢી લઈ આવ. તેથી ગાંગો ઘાંચી તો ગભરાઈ ગયો. અને કચેરીમાં જઇને પ્રધાનને કહ્યું કે લ્યો આ તમારા રૂપીઆ અને લાવો મારી દાઢી પાછી. એમ કહીને રૂપીઆની કોથળી ફેંકી દીધી. એટલે પ્રધાને દાઢી પાછી આપી. તે લઇને ઘેર ગયો, ત્યારે પ્રધાને રાજાને કહ્યું કે

દોહરો.

**જુઓ બુદ્ધિ ગાંગાતણી, કેવું કીધું કામ;**
**ગાંગે બેય ગુમાવિયાં, દાઢી ને વળિ દામ—૩**

સાહેબ !? એ ઘાંચી કાંઈ વાણિયા વિદ્યા ભણ્યો નથી. માટે તેનામાં બુદ્ધિ ક્યાંથી હોય, હવે એ દાઢી ચોટશે નહિં; માટે રૂપીઆ અને દાઢી બેયવાનાં તેણે ખોયાં. હવે વાણિયા. વિદ્યા ભણેલા મુછાળા શેઠની બુદ્ધિની પરીક્ષા આપ કરો.

પછી રાજાએ જાણ્યું કે તેણે ગાંગાને દાઢીનું પૂછ્યું હતું. તો હું શેઠને મુછનું પૂછું. એમ જાણીને પુછ્યું કે શેઠ

તમારી પાસે એક ચીજ છે, તેનો અમારે ખપ પડયો છે. માટે તેનું જે મૂલ થાય તે કહો? આપીએ. ત્યારે શેઠે કહ્યું કે રાજાજીને ખપ હોય, તો માથું પણ આપીએ, તો બીજી ચીજ શા હીસાબમાં. ત્યારે રાજાએ કહ્યું કે આ તમારી મૂછ અમને આપો. અને જે ખર્ચ થયું હોય, તેટલા રૂપીઆ લ્યો. ત્યારે શેઠે કહ્યું કે સાહેબ!! મેં આ મુછના રંગ વાસ્તે તો હજારો રૂપીઆ ખરચ્યા છે. ત્યારે રાજાએ કહ્યું કે જેટલુ ખર્ચ થયુ હોય, તે કહો એટલે આપીએ. ત્યારે શેઠે કહ્યું કે સાહેબ? તે મોઢે નથી, તેતો નામું જોઈએ ત્યારે ખબર પડે. એમ કહીને ગુમાસ્તાને કહ્યું કે પાછલી ફલાણી ફલાણી સાલોના ચોપડા લઈ આવો. પછી ગુમાસ્તા જઈને તે ચોપડા લઈ આવ્યા. શેઠે એક ચોપડો ઉકેલીને કહ્યું કે સાહેબ ફલાણી શાલમાં મારી મા મરી ગયાં, તેની પાછળ નાતમાં ઊજળુ ખર્ચ કરીને રૂ. રૂ૫૫૦)= વાવર્યા; તે આ સરવાળો જુઓ; તે આ મૂછના રંગવાસ્તે વાવર્યા. મારે રાજાજીની એકપાઈ વધારે લેવી નથી. નામું તપાશીને આપો. પછી રાજાએ ત્રીજો-રીમાંથી તેટલા રૂપીઆ મગાવીને મોઢા આગળ મુક્યા. એટલે શેઠે ગુમાસ્તાને કહ્યું કે આ કોથળીઓ ગાડીના ભંડારીઆમાં જઇને મૂકો. પછી શેઠે બીજો ચોપડો કાઢીને કહ્યું કે ફલાણી સાલમાં મારો ડોશો ગુજરી ગયા, ત્યારે નાતમાં રૂ. ૫૨૨૫)

વાવર્યા. તે આ મૂછના રંગ વાસ્તે; પછી રાજાએ તેટલા રૂપીઆ મગાવીને આપ્યા. તે પણ શેઠે ભંડારીઆમાં મુકાવ્યા

વળી ત્રીજો ચોપડો ઉકેલીને કહ્યું કે ફલાણી સાલમાં દીકરી પરણાવીને રૂ. ૪૦૩૦૧ ખરચ્યા, તે આ મુછના રંગ વાસ્તે એ રીતે જૂદું જૂદું ખર્ચ ગણાવીને રૂ. ૫૦૦૦૦) ગાડીમાં ભરાવીને ગુમાસ્તાને કહ્યું કે આ ઘેર લઇ જાઓ. અમે પાછળથી આવીએ છીએ; પછી ગુમાસ્તા લઇ ગયા.

પછી રાજાએ હજામને કહ્યું કે એની મૂછ પાડી લે, એટલે શેઠે હજામને કહ્યું કે એકાંતે આવ કચેરી વચ્ચે નહિ. પછી એકાંતે જઇને હજામે મૂછ પાડવા માંડી; એટલે શેઠે તેની છાતીમાં લાત મારી; હજામે બૂમ પાડી, ત્યારે રાજાએ પૂછયું કે કેમ આને લાત મારી? ત્યારે શેઠે કહ્યું કે આ મૂછ મેં તો વેચી એટલે તે ભોજ રાજાની મૂછ થઇ. તે ભોજ રાજાની મુછ પાડે; એવો આ મૂલકમાં તો હું કોઈ દેખતો નથી. મહાજુદ્ધ થાય, અને હજારો માથાં કપાય, ત્યારે ભોજ રાજાની મુછ પડે. માટે ભોજ રાજાની મુછ પાડે, એવો હોય, તે મારે ઘેર આવે; એમ કહીને "આ ભોજ રાજાની મુછ" "આ ભોજ રાજાની મુછ" એમ કરતો કરતો ઘેર ગયો. ત્યારે પ્રધાને રાજાને કહ્યું કે.

દોહરો.

**જુઓ વણિક વિદ્યા વડી, કોણ તેહની તુલ્ય;**
**લક્ષણવંતો લઈ ગયો, મૂછ અને વળિ મુલ્ય. ૪**

પછી રાજાએ કબૂલ કર્યું કે વાણિયા વિદ્યા ભણ્યો હોય તેનામાંજ બુધ્ધિ હોય પછી શેઠે ઘેર જઇને પેલા બ્રાહ્મણને કહ્યું કે વાણિયા વિદ્યા જોઈ ? હવે જો વધારે વાણિયા વિદ્યા ભણવી હોય, તો દીલ્લીમાં એક મુછાળો શેઠ છે, તેની પાસે જાઓ, તે વાણિયા વિદ્યા ભણાવશે. પછી તે બ્રાહ્મણ દીલ્લી ગયો.

---

## દીલ્લીના મૂછાળા શેઠની વાત ૨ જી.



દોહરો.

**વખત વિચારી વાણિયો, મૂછ ચઢાવે કાન.**
**વખત વિચારી મુછ વળી, નીચી કરે નિદાન. ૫**

દીલ્લીનો પાદશાહ ફોજ લઇને મૂલક જીતવા ગયો હતો. અને દીલ્લીમાં એક મુછાળો શેઠ રહેતો હતો તેને બે ત્રણ ગામની જાગીર હતી, તેની હવેલી સામે એક પઠાણની હવેલી હતી, તેને પણ બે ત્રણ ગામની જાગીર હતી. તે શેઠને ઘેર પેલો બ્રાહ્મણ ગયો અને કહ્યું કે તમારી પાસે વાણિયા વિદ્યા ભણવા હું આવ્યો છું. ત્યારે શેઠે કહ્યું કે આ જગ્યામાં ઉતરો અને

મોડી કે વહેલી રસોઇ કરી લઇને જમજો અને જ્યારે હું બેઠો હોઉં, ત્યારે મારી પાસેને પાસે બેસજો, એટલે તમને વાણિયા વિદ્યા આવડશે.

પછી શેઠ સવારમાં ઉઠીને બારીએ દાતણ કરવા બેસતા હતા. અને તેના સામી હવેલીની બારીમાં પેલો પઠાણ પણ દાતણ કરવા બેસતો હતો. તે પઠાણ દાતણ કરીને કસુંબો પીને પોતાના મોટા થોભા ઝાડકતો હતો; અને ખોંખારા કરતો હતો. ત્યારે પેલા શેઠની પણ મોટી મુછો હતી, તે પઠાણ સામું જોઈને મુછો ઊંચી ચઢાવીને ખૂબ ખોંખારા કરતો હતો. તેથી પઠાણને બહુ દુ:ખ લાગતું હતું.

એક દિવશ પઠાણે કહ્યું કે તું મારા સામી મુછો ચઢાવીશ નહિ. અને જો તારે મારી સાથે વઢવું હોય તો તૈયાર થા. ત્યારે શેઠે કહ્યું કે નાનાં છોકરાંની પેઠે બાથંબાથ. અવાય નહિ. ઘણા શિરબંધી રાખીને લઢવું જોઈએ. માટે ત્રણ ચાર મહિનાની મને મુદત આપો. એટલી વારમાં તમે તમારૂં લશ્કર તૈયાર કરો, અને હું મારૂં લશ્કર તૈયાર કરૂં, પછી લડાઈ કરીએ; અને જે હારે તેની મુછ નીચી કહેવાય. પછી તે વાત પઠાણે કબૂલ કરી. પછી શેઠે ચાર પાંચ અશ્વાર રાખ્યા તેઓંનો એક અશ્વાર રોજ સવારે શેઠ દાતણ કરતા હોય, ત્યાં આવીને કહે કે આપના ગામમાં આજ સો આરબ

પગાર આપવો કરીને રાખ્યા. ત્યારે શેઠ કહે કે એટલે શું થાય, પાંચ સાત હજાર માણસ રાખવાં છે. માટે બીજી શિર બંધીઓ મલે તો રાખજો. ત્યારે પેલો અસ્વાર કહે સારૂં સાહેબ, એમ કહીને જાય; વળી બીજે દહાડે બીજો અસ્વાર આવીને કહે કે આજ પુરવી આ દોઢસો રાખ્યા. એ રીતે અસ્વારો વારા ફરતી રોજ આવીને જૂઠે જૂઠું કહે પણ પેલો પઠાણ જાણે કે આનું લસ્કર ઝાઝું થઇ જશે, અને મારૂં થોડું રહેશે, તો હું હારીશ, અને મારી મુછ નીચી કહેવાશે. તેથી તેણે તો પોતાના ગામમાં ખરે ખરૂં લસ્કર એકઠું કરવા માંડ્યું. અને એક સાહુકારનાં નાણાં કરજે કાઢવાં માંડયાં. તે સાહુકારને મુછળા શેઠે બોલાવીને કહ્યું કે એ પઠાણનાં ગામ, ગરાસ, ઘરબાર બધું લખાવી લેજો. અને નાણાં જોઈએ એટલાં ધીરજો, પણ તેને ભીખ માગતો કરી મુકજો. તમારા ઘરમાં નાણાં ન હોય, તો મારે ઘેરથી લઈ જજો. એ રીતે પેલો પઠાણ તો કરજ કરીને ખરાબ ખસ્ત થઈ ગયો.

પછી ત્રણ ચાર મહિનાની મુદત પૂરી થઇ, ત્યારે પઠાણે કહ્યું કે વાણિયા શહેર બહાર નીકળ, અને તારૂં લસ્કર લઇને મારા સાથે લડવા તૈયાર થા. નહી તો મુછ નીચી કર. ત્યારે શેઠે કહ્યું કે અમારે વાણિયા ભાઇને લડવું શું ?? "વાણિયા મુછ નીચી ?? નીચી ?? નીચી ?? સાત વાર નીચી.

એમ કહીને પોતાની મુછ નીચી કરીને હવેલીમાં પેશી ગયો; અને પેલા બ્રાહ્મણને કહ્યું; મહારાજ જોયું, આનું નામ વાણિયા વિદ્યા કહેવાય. વળી વધારે વિદ્યા શીખવી હોય, તો ધુર્ત્ત પટ્ટન શહેર છે તેમાં "ઠગનો ઠગ" એવા નામનો વાણિયો રહે છે. તે વાણિયા વિદ્યાં ભણેલો છે. તે તમને ભણાવશે. એમ કહીને તે શેઠે ધુર્ત્ત પટ્ટનના વાણિયા ઉપર કાગળ લખી આપ્યો કે આ બ્રાહ્મણને વાણિયા વિદ્યા ભણાવજો. તે લઇને તે બ્રાહ્મણ ધુર્ત્ત પટ્ટનમાં "ઠગનો ઠગ" એ નામના વાણિયાને ઘેર ગયો.

---

## ધુર્ત્ત પટ્ટનના ઠગના ઠગ વાણિયાની વાત ૩ જી.

### દોહરો.

ઠગ જીતાય ઠગાઇથી ન્યાયે ન્યાયિ જિતાય;
જ્યાં જેવા તેવા થવું, તેહ વણિક વિદ્યાય. ૬

પેલા તીવ્રબુદ્ધિ બ્રાહ્મણે ધુર્ત્ત પટ્ટનમાં જઇને તે ઠગના ઠગ વાણીઆના હાથમાં કાગળ આપ્યો, અને કહ્યું કે હું તમારી પાસે વાણીઆ વિદ્યા ભણવા આવ્યો છું. પછી તેને ઉતરવાની જગ્યા આપી. ત્યા તેણે ઉતારો કર્યો. પછી તે વાણિયાને બ્રાહ્મણે કહ્યું કે હું નદીએ નહાવા જઇ આવું, એમ કહીને નદીએ ગયો. ત્યાં એક હજામ કેટલાંએક માણસોની

હજામત કરતો હતો. તેને તીવ્રબુદ્ધિએ કહ્યું કે ભાઈ મારી હજામત કર. ત્યારે હજામે કહ્યું કે હજામત કરાવ્યાનું શું આપશો? ત્યારે તીવ્રબુદ્ધિએ કહ્યું કે તને રાજી કરીશ, તે તીવ્રબુદ્ધિએ જાણ્યું કે સૌ બબે પૈસા આપે છે, અને હું ત્રણ પૈસા આપીશ એટલે તે રાજી થશે.

પછી તે હજામે ત્યાં બેઠેલા માણસોને કહ્યું કે ભાઇઓ અમારા બે જણ વચ્ચે આ ઠરાવ થયો, તેના તમે સાક્ષી રહેજો. પછી તેણે બ્રાહ્મણની હજામત કરી. એટલે બ્રાહ્મણે ત્રણ પૈસા આપવા માંડ્યા. ત્યારે હજામે લઇને ફેંકી દીધા. અને કહ્યું કે આપણે જે ઠરાવ છે, તે પ્રમાણે લાવ. નહિ તો તારા ઉપર હું કચેરીમાં ફર્યાદ કરીશ પછી બ્રાહ્મણે બે આના, પાવલું, અને છેવટે એક રૂપીયા સુધી આપવા માંડ્યું, તોપણ તે રાજી થયો નહિ. ત્યારે લોકોએ પૂછ્યું મહારાજ કેને ઘેર ઉતર્યા છો? ત્યારે તેણે કહ્યું કે ઠગના ઠગ વાણિયાને ઘેર હું ઉતર્યો છું. ત્યારે લોકોએ હજામને કહ્યું કે તે વાણિયો વાણિયા વિદ્યા પૂરેપૂરી ભણેલો છે, માટે તારાથી તેને જીતાશે નહિ. ત્યારે હજામે કહ્યુ કે આ કામમાં એની વાણિયા વિદ્યા ચાલી શકનારી નથી. અને સો રૂપીઆ લેતાં પણ હું રાજી થનાર નથી. એ સાંભળીને તીવ્ર બુધ્ધની આખમાં આંસુ આવ્યા. અને મોટી ફીકરમાં પડયો કે હવે શું થશે. તે વાત કોઈએ જઈને ઠગના ઠગ વાણિયાને કહી. ત્યારે તેણે હજામ

પાસે આવીને કહ્યું કે તમારે ઠરાવ હોય, તે હું કબુલી લઊં છું તે પ્રમાણે એક બે દિવસમાં આપીશ એમ કહીને તે બ્રાહ્મણને પોતાને ઘેર તેડી ગયો. અને ધીરજ આપીને કહ્યું કે વાણિયા વિદ્યામાં મોટો ચમત્કાર છે. માટે તમારે લગારે ફીકર રાખવી નહિ. પછી બ્રાહ્મણ રસોઈ પાણી કરી, જમીને રાત્રે સૂતો, પણ મોટી ફીકરમાં તેને તો ઊંઘ આવી નહિ.

હવે દૈવજોગ એવો બન્યો કે એજ રાતમાં તે ગામના રાજાની રાણીને કુંવર અવતર્યો તેથી ઘેર ઘેર આનંદ ઉત્સવ થયો. પછી દહાડો ઉગ્યો, ત્યારે ઠગના ઠગ વાણિયાએ પેલા બ્રાહ્મણને કહ્યું કે ચાલ હજામને ઘેર જઈએ. એમ કહીને હજામને ઘેર ગયા ત્યાં હજામની આગળ કેટલાંક માણસો બેઠાં હતાં ત્યાં તે વાણિયાના શીખવ્યાથી બ્રાહ્મણે પૂછ્યું; કે રાજાની રાણીને કુંવર અવતર્યો. તેથી તું રાજી થયો કે નહિ? જો હજામ એમ બોલે હું રાજી નથી થયો; તો તે રાજાનો ગુનેગાર. થાય, તેથી કહેવું પડ્યું કે હું રાજી થયો. એટલે પેલા વાણિયાએ બધાં માણસોને કહ્યું કે ભાઈ સાક્ષી રહેજો અમારે આ હજામને રાજી કરવાનો ઠરાવ હતો તે રાજી થયો. પછી હજામ કાંઇ બોલી શક્યો નહિ. અને તે બ્રાહ્મણને લઈને વાણિયો પોતાને ઘેર ગયો અને આ વાર્ત્તાને મથાળે લખ્યો છે, તે દોહરો તે બ્રાહ્મણને કહી સંભળાવ્યો.

## ટાકર મારનાર હજામને રૂપીઓ એક આપ્યાની વાત ૪ થી

### દોહરો.

ટાકર ખાઈ હજામની, આપ્યું ભલુ ઈનામ;
શિર છેદાવ્યું હજામનુ, જુઓ વણિકનું કામ.—૭

બીજે દહાડે તે વાણિયો હજામત કરાવવા બેઠો; અને તીવ્રબુદ્ધિ પણ વણિકવિદ્યા શીખવા સારૂ પાસે બેઠો હતો. હજામે હજામત કરીને વાણિયાના માથામાં ટાકર મારી ત્યારે વાણિયે કહ્યું કે કારીગર તને સાબાશ છે!!! મેં ઘણા વાળંદ પાસે હજામતો કરાવી છે, પણ હજામત બરાબર થઇ છે કે નહિ. તે ટાકર મારીને બરાબર તપાસે, એવો કારીગર તો મેં તનેજ દીઠો. માટે રાજી થઈને તને આ ઈનામ આપું છું. એમ કહીને રૂપાઓ એક આપ્યો. તે લઈને હજામ તો બહુ રાજી થતો થતો ગયો. ત્યારે તીવ્રબુદ્ધિએ કહ્યું કે તમારા માથામાં ટાકર મારી, તેથી મને એટલી રીસ ચડી ગઇ, કે હુ હજામની છાતીમાં લાત મારૂં. પણ તમે તો ઉલટો તેને એક રૂપીઓ ઇનામ આપ્યું. તેનું કારણ શું ? ત્યારે તેણે કહ્યું કે વાણિયા વિદ્યાનો મરમ તમે સમજો નહિં. એ તો વાણિયા વિદ્યા ભણ્યો હોય, તે જાણે માટે આવતી કાલે તેનો મરમ તમારા જાણવામાં આવશે. પછી તે હજામ એક પઠાણની

હજામત કરવા ગયો. અને જાણ્યું કે આ પઠાણની હજામત કરીને હું તેના માથામાં ટકોરો મારીશ. એટલે મને પાંચ-રૂપીઆ ઇનામ આપશે. એવું ધારીને પઠાણની હજામત કરીને તેના માથામાં ટકોરો માર્યો. તેથી પઠાણને અતિશય રીશ ચઢી; અને તરવાર કાઢીને હજામનું માથું કાપી નાંખ્યું; તે વાત આખા ગામમાં જાહેર થઇ; ત્યારે આ વાતને મથાલે લખેલો દોહરો તે વાણિયાએ પેલા બ્રાહ્મણને સંભળાવ્યો, તે વણિક વિદ્યાનો ચમત્કાર જોઈને તીવ્રબુદ્ધિ મહા આશ્ચર્ય પામ્યો.

---

## ધુર્ત્ત પટ્ટનના અદેખા બ્રાહ્મણની વાત ૫ મી.

### સોરઠો.

જુઓ વણિક વિદ્યાય, શત્રુને સંહારવા;
જો ગોળે મરિ જાય, વિખે ન મારે વાણિયો. ૮

ધુર્ત્ત પટ્ટનમાં એક અદેખો બ્રાહ્મણ રહેતો હતો. તે કોઇનું સારૂં દેખી ખમતો નહોતો. અને તે પેલા ઠગના ઠગ વાણિયા ઉપર પણ અતિશય ઝેર અને વેર રાખતો હતો. પણ તે વાણિયા વિદ્યા ભણેલો વાણિયો ઉપરથી તેની સાથે હેત રાખતો હતો પણ મનમાં જાણતો હતો, કે આ અદેખો મરી જાય તો આખા શહેરનું દુઃખ જાય. પછી એક દિવસ સવા-

રમાં ઉઠી, તેને ઘેર જઈને કહ્યું કે મહારાજ આજ તો મારે ઘેર જમવા આવજો. અને તમારે વાસ્તે રસોઈ કરવા પણ આવજો.

પછી બ્રાહ્મણ રસોઈ કરવા ગયો, ત્યાં વાણિયે દૂધપાક, પૂરી ખાંડનો લાડુ, અને ભાત ભાતનાં ભજીઆં કરાવ્યાં. પછી જમવા બેઠા. અને ખૂબ દૂધપાક, પૂરી, લાડુ, અને ભજીઆં ખાધાં. પછી જેમ બહુચરાજીમાં એક બ્રાહ્મણ પાંચ સાત ઠેકાણે જમે અને એક લાડવાના ચાર ચાર પૈસા દક્ષણા મળે છે, તેમ વાણિયાએ કહ્યું હવે એક લાડુ જમો, તો ચાર પૈસા દક્ષણા આપું. પછી વળી કહ્યું કે હવે બીજો એક જમો તો બે આના દક્ષણા આપું. એવી રીતે કહીને જમ્યા પછી પાંચ સાત લાડુ ખવરાવી દીધા. તેથી તે બ્રાહ્મણ પોતાને ઘેર પરાણે પહોંચ્યો. અને વારે વારે પાણી પીવાથી પેટ ફૂલીને ફાટયું. અને મરી ગયો. પછી આ વાર્તાને મથાળે મુકેલો સોરઠો તે વાણિયાએ તીવ્રબુદ્ધિ આગળ કહ્યો. પછી તીવ્રબુદ્ધિને ઠગના ઠગે કહ્યું હવે વધારે વાણિયા વિદ્યા ભણવી હોય તો, તો ઉજ્જૈન નગરીમાં ન્યાયી શેઠ છે. તેને ઘેર જાઓ. તે તમને ભણાવશે. પછી તે ત્યાં ગયો.

---

## ઊજ્જન નગરીના ન્યાયી શેઠની વાત ૬ ઠી.

### દોહરો.

ચાર રતન બ્રાહ્મણ તણાં, કોળી આપે કેમ;
ન્યાયી શેઠે તે જુઓ, તરત અપાવ્યા તેમ. ૯

ઉજ્જન નગરીનો એક વેપારી બ્રાહ્મણ મુંબઇ જેવા બંદરમાં કમાવા ગયો. ત્યાં વેપાર કરવાથી એક લાખ રૂપીઆ કમાયો. પછી ઘેર જવાનો વિચાર કર્યો. ત્યારે વિચાર્યું જે હુંડી કરાવું. અને નાણાવટી દેવાળું કાઢે, તો નાણાં જાય, અને સોનું રૂપું લઇ જાઊં, તો રસ્તામાં કોઈ લૂટી લે પછી પચીસ પચીસ હજારનાં ચાર રત્ન લીધાં, અને કુંભારને ઘેર જઈને કહ્યું કે આ રત્ન ઘાલીને એક બતક મને કરી આપ. એટલે તેમાં પાણી ભરીને રસ્તામાં મારી પાસે રાખીશ તેથી મને કોઇ લૂટશે નહિ. એ રીતે બતક કરાવી. તેમાં પાણી ભરીને લઇને રસ્તે ચાલ્યો કેટલેક દિવસે ઉજ્જન નગરી ત્રણ ગાઉ રહી. ત્યાં બતકમાંથી પાણી ખૂટ્યું. ત્યાં રણવગડામાં એક કૂવો હતો. તેમાં બતક સીંચીને પાણી કાઢવા માંડ્યું. તે બતક દોરીમાંથી નીકળી ગઈ, અને કૂવામાં પડી. ત્યારે તે બ્રાહ્મણ તો રોવા, અને કૂટવા મંડયો. ત્યારે રસ્તે જનારા બીજા માણસોએ કહ્યું કે બતક સારૂં શું રૂએ છે. લે આ બે પૈસા; અને

બીજી બતક લેજે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે સો રૂપીઆ ખરચતાંય એવી બતક જડે નહિ. ત્યાં એક કોળી આવી ચડયો. તેને બ્રાહ્મણે કહ્યું કે ભાઇ આ કૂવામાં ઊતરીને બતક કાઢી આપ, તો તને રૂપીઓ આપું, બે રૂપીઆ આપું ત્યારે કોળીએ જાણ્યું કે બતકમાં કાંઇક માલ છે, તેથી કોળીએ કહ્યું કે હુતો બતક કાઢીને ફોડું. અને તેમાંથી જે નીકળે, તેમાંથી "મને ગમે તે તને આપું." બ્રાહ્મણે જાણ્યું કે માંહેથી એક રત્ન મને આપશે, તો પણ પચીસ હજારનું થશે. પછી બ્રાહ્મણે કહ્યું કે જા ભાઇ "તને ગમે તે મને આપજે" તું જાણે ને પરમેશ્વર જાણે. ત્યારે કોળીએ કહ્યું કે મને લખી આપ. ત્યારે તેણે લખી આપ્યું કે "બતક ફોડે તેમાંથી જે નીકળે, તેમાંથી જે કોળીને ગમે, તે બ્રાહ્મણને આપે." પછી કોળીએ કૂવામાં ઉતરીને બતક કાઢી, અને ફોડી. ને માંહેથી ચાર રત્ન નીકળ્યા, તે પોતે લઇને બ્રાહ્મણને કહે કે આ ઠીકરાં તું લે. એટલે બ્રાહ્મણે તો પોક પોક રોવા માંડયું. એવામાં વિક્રમ રાજા શિકાર કરવા નીકળેલો તે ત્યાં આવી ચડયો. તેણે બધી વાત સાંભળીને પોતાના ચાકરને કહ્યું કે એ રતન ઠીકરાં અને કાગળ કચેરીમાં લ્યો. અને પેલા બે જણને કહ્યું કે તમે કચેરીમાં આવજો. ત્યાં તેનો ઇન્સાફ થશે. પછી પેલો બ્રાહ્મણ, કોળી, સૌ શહેરમાં ગયા.

હવે પેલો બ્રાહ્મણ ઘણાં માણસોના મોં આગળ રવે, અને કલ્પાંત કરે. કે મારૂં દુઃખ કોઈ મટાડો. ત્યારે કોઈએ કહ્યું કે ભાઇ વાણિયા વિદ્યા ભણ્યો હોય, તે તારૂં દુઃખ મટાડી શકે. માટે આ શહેરમાં એક ન્યાયી શેઠ છે. તે વાણિયા વિદ્યા પૂરી ભણેલ છે. માટે તેને ઘેર જા. પછી તે ન્યાયી શેઠને ઘેર ગયો. ત્યાં પેલો તીવ્રબુદ્ધિ પણ બેઠો હતો. જઈને બધી પોતાની વાત કહી, અને કહ્યું કે મેં આવી રીતે લખી આપ્યું છે, માટેહવેએમાંકોઈનો ઉપાય ચાલે એવું નથી. ત્યારે ન્યાયી શેઠે કહ્યું કે તું ધીરજ રાખજે; અને તું ગમે એવો બંધાયો હોઇશ, તોપણ વાણિયા વિદ્યાનો ચંમત્કાર જૂદી રીતનો છે. માટે વાણિયા વિદ્યાથી તારાં ચારે રત્ન હું તને અપાવીશ.

પેલો તીવ્રબુદ્ધિ પણ આશ્ચર્ય પામ્યો કે આમાં એક રસ્તો નથી, માટે શી રીતે ચારે રત્ન અપાવશે. પછી બીજે દિવસ રાજા આગળ કચેરી થઇ, પેલા ન્યાયી શેઠે તે બ્રાહ્મણનું વકીલાત નામું લખાવી લીધું. હવે કચેરીમાં કોળી, વેપારી બ્રાહ્મણ, ન્યાયી શેઠ અને તીવ્રબુદ્ધિ સૌ હાજર થયા; અને રાજાના મેજ ઉપર ચાર રત્ન અને ઠીકરાં અને કાગળ મૂકાવ્યો. પછી ન્યાયી શેઠે કોળીને કહ્યું કે આમાંથી તને ગમે તે ઉપાડી લે. એટલે કોળીએ ચારે રત્ન ઉપાડી લીધાં. એટલે ન્યાયી શેઠે ત્રણવાર ફરી ફરીને પૂછ્યું કે તને ગમ્યાં! તને ગમ્યાં! તને

ગમ્યાં ! ત્યારે કાળીએ કહ્યું કે હા મને ગમ્યાં, ગમ્યાં, ગમ્યાં. એટલે ન્યાયી શેઠે કહ્યું કે આપ બ્રાહ્મણને જો આ કાગળમાં શું લખ્યું છે. "કાળીને ગમે તે બ્રાહ્મણને આપે." માટે તેં કબૂલ કર્યું કે મને ગમ્યાં. માટે બ્રાહ્મણને આપ. એમ કહીને બ્રાહ્મણને અપાવ્યાં. અને કાળીને કહ્યું કે, આ ઠીકરાં લઈને તું જા. એવો વાણિયા વિદ્યાનો ચમત્કાર જોઇને બધી કચેરી આશ્ચર્ય પામી. અને પેલો તીવ્રબુદ્ધિ બ્રાહ્મણ પણ આશ્ચર્ય પામ્યો.

---

## થાપણ મૂકનારા બે ઠગ વણઝારાની વાત ૭ મી.

### દોહરો.

ઠગ વણઝારો લઈ ગયો, થાપણ આવી એક;
બીજો લેવા આવિયો, વણિક કર્યો વિવેક—૧૦

ઉજ્જૈન નગરીમાં પરદેશી બે ઠગ વણઝારા આવ્યા. તે બેએ એક સાહુકારની દુકાને જઇને કહ્યું કે અમારાં જવા-હીર ત્રણ હજાર રૂપીઆનાં છે. તે મહેરબાની કરીને અમારા બે જણની થાપણ તમે રાખો. અમારે દેશાવરમાં જવું છે. તે જઇને અમે બે આવીએ, ત્યારે આ થાપણ અમને આપજો. એમ કહીને થાપણ મુકીને તે બે જણતો ગયા. બે ત્રણ મહિના

પછી તેમાંથી એક વણઝારો પાછો આવ્યો. અને પેલા સાહુકારની દુકાને આવીને કહ્યું કે મારો સૈયારી હતો. તે તો મરી ગયો. માટે મારી થાપણ મને પાછી આપો. તે સાંભળીને પેલા સાહુકારથી ના કેમ પાડી શકાય, માટે તેની થાપણ આપીને કહ્યું કે તમે બરાબર તપાશી લ્યો. પછી તે તો તપાશી લઇને ગયો. તેને બે ત્રણ મહિના થઈ ગયા. એટલે તેનો બીજો સૈયારી ઠગ વણઝારો પાછો આવ્યો. અને આવી કહ્યું કે મારી થાપણ લાવો. ત્યારે તે સાહુકારે કહ્યું કે એતો તમારો સૈયારી લઈ ગયો. ત્યારે તેને રાજાની કચેરીમાં અરજી કરી ત્યારે પેલો સાહુકાર તો મહા ફીકરમાં પડયો. અને જાણ્યું કે ત્રણ હજાર રૂપીઆ આપવા પડશે. તેથી ઘણા વકીલોને અને બારીસ્ટરોને પૂછ્યુ કે આમાંથી છૂટવાનો કાંઈ ઉપાય છે! ત્યારે સૌએ કહ્યું કે ગમે તેવો વચનમાં બંધાયો હોય, પણ વાણિયા વિદ્યા ભણ્યો હોય, તે તને છોડાવી શકે. માટે આ શહેરમાં ન્યાયી શેઠ છે, તે પુરેપુરી વાણિયા વિદ્યા ભણ્યા છે. તેને ઘેર જઈને તમારા દુઃખની વાત કરો. પછી તેને ત્યાં જઈને પોતાની બધી વાત કરી. તે વખતે તીવ્રબુદ્ધિ બ્રાહ્મણ પણ ત્યાં બેઠો હતો. તેણે પણ વિચાર્યું કે આમાં વાણિયા વિદ્યા શું કરી શકશે. પેલા ન્યાયી શેઠે વકાલાત નામું લખાવી લીધું. અને કહ્યું કે કાંઇ ફીકર રાખશો નહિ. તમારે ફરીથી આપવું પડશે

નહિ. બીજે દિવસે કચેરીમાં ઠગ વણઝારો પેલો સાહુકાર ન્યાયીશેઠ, અને તીવ્રબુદ્ધિ સૌ હાજર થયા. પછી ન્યાયીશેઠે પૂછયું કે તમે કેવા ઠરાવથી થાપણ મુકી છે તે કહો. ત્યારે ઠગ વણઝારે કહ્યું કે અમે એવા ઠરાવથી થાપણ મુકી છે, કે "અમે બે જણ આવીએ ત્યારે થાપણ આપવી" તેમ છતાં તેણે મારા સૈયારીને એકલાને કેમ આપી દીધી. માટે મારો અરધભાગ મને અપાવો. ત્યારે ન્યાયીશેઠે કહ્યું કે તમે બે મળીને આવો, તમારી થાપણ આપવાનો ઠરાવ છે. માટે તમારા સૈયારીને લઈને આવો, ત્યારે અપાશે. તમને એકલાને અપાશે નહિ. તેથી તે ઠગ ચાલ્યો ગયો. અને બધી કચેરી આશ્ચર્ય પામી કે વાણિયા વિદ્યામાં ચમત્કાર મોટો છે.

---

## ચાર પૂતળીઓની પરીક્ષાની વાત ૮ મી

### દોહરો.

કીમત પૂતળિ ચારની, કહોજિ કેમ કરાય;
તે ન્યાયી શેઠે કરી, જુઓ વણિક વિદ્યાય. ૧૧

કાશિના રાજાએ એવું સાંભળ્યું કે ઉજ્જનમાં વાણિયા વિદ્યા જાણનાર એક ન્યાયી શેઠ છે. તેની પરીક્ષા જોવા સારૂ મીણની ચાર પૂતળીઓ અતિશય રૂપાળી કરાવીને વિક્રમ

રાજાની હજુરમાં મોકલાવી. અને લખ્યું કે આપની નગરીમાં બહુ ડાહ્યા માણસો છે. માટે આ ચાર પુતળીઓની કીમત કરાવીને લખી મોકલજો. તે પુતળીઓ ચાર વિક્રમ રાજાની કચેરીમાં લાવ્યા. તે ચારે સરખી અતિશય રૂપાળી અને તે ચારેમાં લગારે ફેર જણાતો ન હોતો. વિક્રમ રાજાએ આખા શેહરમાં ઢંઢેરો પીટાવીને કહેવરાવ્યું કે આ પૂતળીઓની કીમત કરે, તેને હું સારૂં ઈનામ આપું. ત્યારે કોઇએ રાજાને કહ્યું કે વાણિયા વિદ્યા પૂરેપૂરી ભણ્યો હોય, તે આની કીમત કરી શકે. બીજા કોઈથી થઇ શકે નહી. અને આ શેહરમાં ન્યાયી શેઠ નામે એક વાણિયો છે, તે વાણિયા વિદ્યા પૂરેપૂરી ભણેલો છે. માટે તેને બોલાવો. એટલે તે આ પૂતળીઓની કીમત કરશે.

પછી રાજાએ તેને સારૂ માન દઈને તેડાવ્યો તેથી તે કચેરીમાં આવ્યો અને તેની સાથે તીવ્રબુદ્ધિ બ્રાહ્મણ પણ આવ્યો હતો. રાજાએ કહ્યું કે આ ચાર પૂતળીઓની કીમત કરો. ત્યારે પેલા તીવ્રબુદ્ધિએ જાણ્યુ કે આ ચારે પુતલીઓમાં લગારે ફેર નથી. તો આ ઠેકાણે વાણિયા વિદ્યા શી ચાલશે. પછી ન્યાયી શેઠે પુતળીઓ તપાશીને કહ્યું કે જે રીતે માણશની પરીક્ષા કરવી. તે રીતે આ પુતળીઓની પરીક્ષા કરવી જોઈએ. તેમાં આ એક પુતળીને ડાબે કે જમણે કાને છિદ્ર નથી માટે

તે બહેરી છે. અથવા એવો મુર્ખ માણસ હોય, કે તેના આગળ ગમે તેટલી વાત કહીએ. પણ તે ધ્યાન દઈને સાંભળેજ નહિ. એવી આ પુતળી છે. માટે એની કીમત એક પૈસો છે. પછી બીજી પુતળીના એક કાનમાં મીણનો દોરો નાખ્યો. તે બીજા કાનમાં સોંસરો નીકળી ગયો. ત્યારે કહ્યું કે આને કાંઇ વાત કોઇ કહે, તે બીજા કાનમાં નીકળી જાય, માટે તેની કીમત ચાર પૈસા છે. પછી ત્રીજી પુતળીના કાનમાં દોરો નાંખ્યો, તે મોઢે નીકળી ગયો. ત્યારે કહ્યું કે આને કોઇ વાત કહે, તે મોઢે બકતી ફરે. માટે તેની કીમત બે આના છે. પછી ચોથી પુતળીના કાનમાં દોરો નાંખ્યો. તે ગળામાં થઈને પેટમાં ઉતરી ગયો. માટે કહ્યું કે આને કોઈ વાત કહે, તે વાત તેના પેટમાં ઠરે. માટે તેની કીમત બારસો રૂપીઆ છે. એવું સાંભળીને બધી કચેરી આશ્ચર્ય પામી. અને તે પ્રમાણે કાશીના રાજાને જવાબ લખી મોકલ્યો. કાશીના રાજાએ જાણ્યું કે આવી વાણિયા વિદ્યા જાણનાર કાશીમાં કોઈ નથી. પછી ન્યાયી શેઠ અને તીવ્રબુદ્ધિ બને ન્યાયી શેઠને ઘેર ગયા. અને ન્યાયી શેઠે તીવ્રબુદ્ધિને કહ્યું કે હજી જો વધારે વાણિયા વિદ્યા ભણવી હોય, તો મારી સાથે પરગામ ચાલો; પછી તે બને જણ પરગામ ચાલ્યા.

# વાઘ, બકરી, અને પાનની છાબ લઇને નદી ઉતરનાર મદારીની વાત ૯ મી.

### દોહરો.

પાન અજા ને વાઘ તે, એકેકનો આહાર,
શી રીતે લઇ જાય તે, એક એક નદિ પાર–૧૨

ન્યાયી શેઠ અને તીવ્રબુધ્ધિ, બીજે ગામ ચાલ્યા જતા હતા. ત્યારે રસ્તામાં નદી આવી. તેને કાંઠે એક મદારી બેઠો હતો, તેની પાસે એક વાઘ, એક બકરી અને પાનની એક છાબ હતી; તે લઈને સામે કાંઠે જવું હતું. પણ જો વાઘ અને બકરીને જોડે મૂકીને જાય, તો વાઘ બકરીને મારી નાંખે. અને જો બકરી અને પાનની છાબ, એ બે મૂકીને જાય, તો બકરી પાન ખાઈ જાય. અને એકવાનું લઇ જવાય એવું હતું: બે વાનાં સાથે લઈ જવાય, એવું ન હોતું; તેથી તેને કાંઇ ઉપાય સૂજે નહિ. અને તેથી ઉદાસ થઇને બેઠો હતો. ન્યાયી શેઠે તેની વાત પૂછી લીધી. અને કહ્યું કે વાણિયા વિદ્યા ભણ્યો હોય, તેને એનો ઉપાય સૂજે, તને ન સૂજે. એમ કહીને ઉપાય બતાવ્યો તે એવી રીતે કે પહેલો બકરીને મૂકી આવ, અને પછી પાનની છાબ લઇને જા. તે સામે કાંઠે મૂકીને બકરીને પાછી લાવજે. પછી બકરીને આ કાંઠે મૂકીને વાઘને

મુકી આવ, અને પછી આવીને બકરીને લઈ જજે. પછી મદારીએ તે પ્રમાણે કર્યું. અને વાણિયા વિદ્યાનો ચમત્કાર જોઇને તે મદારી તથા તીવ્રબુદ્ધિ આશ્ચર્ય પામ્યા. પછી બીજે ગામ જવું હશે, ત્યાં જઇને ઉજ્જન નગરીને પાદર આવ્યા. ત્યાં રાજાના બાગમાં રાજાએ કચેરી કરી હતી. અને ગાન તાન થતું હતું ત્યાં તે બે જણા આવીને કચેરીમાં બેઠા.

## ગુલાબ જળની શીશીઓ વેંચી આપવાની વાત ૧૦ મી.

દોહરો.

ત્રણ શીશીએ ગુલાબ જળ બત્રીશ બત્રીશ ભાર;
વણિકે વેહેંચી આપીયું, લેનારા જણ ચાર. —૩

જેપુરના એક કારીગરે ઘણું સરસ ગુલાબ જળ બનાવ્યું. અને બત્રીશ બત્રીશ રૂપીઆ ભારની ત્રણ શીશીઓ ભરી. અને એક પચીસ રૂપીઆ ભાર માય તેવી, અને એક સાત રૂપીઆ ભાર માય તેવી, બે ખાલી શીશીઓ સાથે લીધી. અને ઉજ્જન નગરીના રાજા વિક્રમાજીતને ભેટ કરવા ગયો. તે સમે રાજાએ ગામ બહાર બાગમાં કચેરી કરી હતી. એટલે તે પણ બાગમાં ગયો. અને જઈને રાજાની આગળ બધી શીશીઓ ભેટ કરી. એવામાં ચાર કવિઓ આવ્યા તેઓએ ઘણી સરસ કવિતા કહી. તેથી રાજા બહુ રાજી થયા.

ત્યારે પ્રધાનને હુકમ કર્યો કે આ, ત્રણ શીશીઓમાં છનું રૂપીઆ ભાર ગુલાબ જળ છે. તે ચોવીસ ચોવીસ ભાર ચારે શીશીઓમાં કરીને એકેકા કવિને એકેકી શાશી બક્ષીશ આપી દો. તે સાંભળીને પ્રધાન તથા બધી કચેરી વિચારમાં પડી. કેમકે ત્યાં કાંટો કે કાટલા કે બીજું કાંઇ માપું નહોતું. ફક્ત ત્રણ શીશીઓ ભરેલી, અને બે ખાલી, એટલુંજ હતું. પછી પ્રધાને જાણ્યું કે આ ન્યાયી શેઠ વાણિયા વિદ્યામાં બહુ વખણાય છે. એમ જાણીને કહ્યું કે સાહેબ એ તો જે વાણિયા વિદ્યા પૂરેપૂરી જાણતો હોય તેજ ચારે શીશીઓમાં ચોવીસ ચોવીસ ભાર ગુલાબ જળ ઉતારી શકે. પછી રાજાએ ન્યાયી શેઠને કહ્યું કે કાંતો આજથી તમારી વાણિયા વિદ્યાનું અભિમાન છોડી દો. અને કાંતો આ ચાર શીશીઓમાં ચોવીસ ચોવીસ રૂપીઆ ભાર ગુલાબ જળ ચઢાવી આપો.

પછી ન્યાયી શેઠે ભરેલી એક શીશી ઉઘાડી, તેમાંથી સાત ભારની શીશી ભરી ભરીને પચીશ ભારની શીશીમાં ચાર વાર રેડયું; તેથી સાત ભારનીમાં ત્રણ ભાર વધ્યું. એટલે પચીસ ભારની શીશી બત્રીશ ભારવાળી અધૂરીજ કરેલી શીશીમાં ખાલી કરી. અને સાત ભાર વાળીમાં ત્રણ ભાર હતું. તે પચીસ ભાર વાળીમાં રેડયું ફરી અધુરી બત્રીસ ભાર વાળીમાંથી ત્રણ વાર સાત ભાર વાળી ભરીને પચીસ ભરા

વાળીમાં રેડયું. એટલે પચીસ ભાર વાળીમાં ચોવીસ ભાર ગુલાબજળ ભરાયું. પછી બીજી બંત્રીસ ભારની જે પૂરી ભરેલી છે. તેમાંથી પચીશ ભારની શીશીમાં એક ભાર રેડયું. એટલે તે બત્રીશ ભારની બીજી શીશીમાં એકત્રીશ ભાર રહ્યુ; તે શીશી એક હાથ છેટે મુકી.

પછી પચીસભારની ભરેલી શીશી બત્રીશ ભારની પહેલી શીશીમાં ઠાલવી. એટલે પચીસ ભાર વાળીમાં એક ભાર રહ્યું. તે સાત ભાર વાળીમાં રેડયું. ફરી તે સાત ભાર વાળી બત્રીસ ભાર વાળી પહેલી શીશીમાંથી ચારવાર ભરીને પચીસભાર વાંરીમાં રેડયું. એટલે સાત ભારનીમાં ત્રણ ભાર રહ્યુ. અને પહેલી બત્રીશ ભાર વાળીમાં પાંચભાર રહ્યુ. તેમાં પચીસ ભારની ઠલવી. અને સાતભાર વાળીમાં ત્રણભાર હતું. તે પચીસભાર-વાળીમાં નાંખ્યું. પછી બત્રીશભારની પહેલી શીશીમાંથી સાતભારની ત્રણવાર ભરીને તેમાં નાંખી. એટલે પચીસભાર વાળીમાં ચોવીસ ભાર થયું. તેમાં ત્રીજી બત્રીશ ભારની ભરેલી છે. તેમાંથી એકભાર નાંખ્યું. એટલે તેમાં એકત્રીશભાર રહ્યું, તે શીશી પણ બીજી બત્રીશ ભારની શીશી જેમાં એકત્રીશ ભાર ગુલાબ જળ રહેલું છે, તેની જોડે મુકી.

પછી પચીશ ભારની ભરેલી છે. તે પહેલી બત્રીશભાર-

નીમાં અને સાત ભારનીમાં ખાલી કરી. એટલે બત્રીશ ભારની પહેલી પૂરી ભરાઈ. અને સાત ભારનીમાં બે ભાર આવ્યું. વળી સાત ભારની પહેલી બત્રીસ ભારની પુરીમાંથી ચારવાર ભરીને પચીશ ભારનીમાં રેડી. એટલે સાત ભારનીમાં ત્રણ ભાર વધ્યું. અને પહેલી બત્રીસ ભાર વાળીમાં છ ભાર રહ્યું. તેમાં પચીસ ભારની ઠલવી. એટલે તેમાં એકત્રીશ ભાર થયું. તે એકત્રીસ ભાર ગુલાબ જળવાળી બે શીશીઓની જોડે મુકી.

પછી સાત ભારમાં ત્રણ ભાર હતું. તે પચીસ ભારનીમાં નાંખ્યું. પછી એકત્રીસ એકત્રીસ ભાર ગુલાબ જળવાળી ત્રણ શીશીઓમાંથી સાત ભારવાળી એક એક ભરીને પચીસ ભાર વાળીમાં નાખી. તેથી બત્રીસ ભારવાળી ત્રણ શીશીઓમાં ચોવીસ ચોવીસ ભાર રહ્યું. અને પચીસ ભારવાળીમાં પણ ચોવીસ ભાર થયું. એ રીતે ચાર શીશીઓ ચાર કાવઓને આપી દીધી. તેથી રાજાએ ખુશી થઈને કહ્યું કે ધન્ય છે તમારી વાણિયા વિદ્યાને !!! એમ કહીને ન્યાયીશેઠને સારો શિરપાવ આપ્યો. અને આ ચમત્કાર જોઇને તીવ્રબુદ્ધિ પણ ઘણું આશ્ચર્ય પામ્યો.

---

# સાઠરૂપીઆ ચાર કવિઓને વહેંચી આપ્યા તેની વાત ૧૧ મી.

દોહરો.

ત્રીજે ચોથે પાંચમે, છઠે ભાગ ગણાય;
સાઠ રૂપીઆ વેહેચીયા, એહ વાંણિક વિધાય–૧૪

વળી તે ચાર કવિઓએ તરત કવિતા કરીને સંભળાવી. અને વાટ ખરચીના રૂપીઆ માગ્યા. તેમાં એકની કવિતા ઉત્તમ બીજાની મધ્યમ, ત્રીજાની કનિષ્ટ અને ચોથાની અધમ કવિતા હતી. ત્યારે રાજાએ વાટ ખરચીના રૂપીઆ સાઠ આપીને કહ્યું કે જેની ઉત્તમ કવિતા છે. તે આમાંથી ત્રીજો ભાગ લેજો. અને જેની મધ્યમ કવિતા છે. તે ચોથો ભાગ લે જો. અને જેની કનિષ્ટ કવિતા છે, તે પાંચમો ભાગ લેજો. અને જેની અધમ કવિતા છે, તે છઠો ભાગ લે જો. પછી તે રૂપીઆ સાઠ લઈને કવિઓએ આઘે જઇને વહેંચવા માંડયા, પણ કોઈને વહેંચતાં આવડયું નહિ. અને લડાઇ થવા લાગી. ત્યારે ફરી ચારે કવિઓએ રાજા પાસે આવીને કહ્યું કે આ રૂપિઆ વહેચી લેવામાં અમને સમજણ પડતી નથી, માટે મહેરબાની કરીને આપ. વહેંચાવી આપો. પછી રાજાએ કચેરીમાં સર્વેને કહ્યું કે એવો કોઈ ડાહ્યો છે કે આ રૂપિઆ કવિઓને બરાબર

વહેંચી આપે? ત્યારે કચેરીના બધા સભાસદોએ કહ્યું કે એ તો જે વાણિયા વિદ્યા પુરે પુરી ભણ્યો હોય, તે વહેંચી આપે. પછી રાજાએ ન્યાયી શેઠને કહ્યું કે આ વહેંચી આપો. ત્યારે તમારી વાણિયા વિદ્યા ખરી નહિતો ખોટી. ત્યારે ન્યાયી શેઠે કહ્યું કે હું વહેંચી આપું પણ આજ સોમવાર છે. માટે તે સાઠ રૂપીઆમાંથી રૂપીએ પાદોકડો એટલે પંદર દોકડાનાં બીલ્વ પત્ર લઈને પહેલ વહેલાં મહાદેવને ચઢાવવા બ્રાહ્મણને આપવાં તેનું પુન્ય મારી મહેનતના બદલામાં મને મળે. પછી તે વાત ચારે કવિઓએ કબૂલ કરી. ત્યારે ન્યાયી શેઠે ઉત્તમ કવિતા વાળાને ત્રીજો ભાગ એટલે વીશ રૂપીઆ આપ્યા. અને મધ્યમ કવિતા વાળાને ચોથો ભાગ એટલે પંદર આપ્યા અને કનિષ્ટ કવિતા વાળાને પાંચમો ભાગ એટલે બાર રૂપિઆ આપ્યા. અને અધમ કવિતા વાળાને છઠ્ઠો ભાગ એટલે દશ રૂપીઆ આપ્યા. એ રીતે સતાવન રૂપીઆ વહેંચાયા; અને ત્રણ રૂપીઆ રહ્યા. પછી શેઠે જાણ્યું કે સાઠ રૂપીઆના સત્તાવન ભાગ પડયા. માટે ત્રણ રૂપીઆના સતાવન ભાગ પાડયા. એટલે દર ભાગે પાંચ પાંચ દોકડા આવ્યા. અને બીલ્વ પત્ર લેવાના પંદર દોકડા વધ્યા. તેથી જેને વીસ રૂપીઆ આપ્યા હતા. તેને એક રૂપયો આપ્યો. જેને પંદર રૂપીયા આપ્યા હતા તેને બાર આના આપ્યા. અને બાર આપ્યા હતા, તેને અ-

ડધો રૂપીઆ અને દશ દોકડા આપ્યા. અને જેને દસ રૂપિઆ આપ્યા હતા. તેને અડધો રૂપીઓ આપ્યો. એ રીતે વહેંચી આપ્યા. તે જોઈને રાજા, કચેરીનાં માણસો, અને તીવ્રબુદ્ધિ અતિશય આશ્ચર્ય પામ્યા. અને રાજાએ ન્યાયી શેઠને સારો ઘોડો બક્ષીશ આપ્યો.

---

## ત્રણ કવિઓને સત્તર ઘોડા વહેંચી આપવાની વાત–૧૨ મી

### દોહરો.

**બીજે ત્રીજે ભાગ વળિ, નવમે ભાગેં ન્યાય;**
**વાજી સતર વહેંચિયા, વણિક તણી વિદ્યાય–૧૫**

જે કવિની કવિતા અધમ હતી, તેને સાડાદસ રૂપિઆ મળ્યા. તે તેણે લીધા તો ખરા, પણ તેણે જાણ્યું કે મારૂં અપમાન થયું તેથી શરમાઈને જતો રહ્યો. પછી ત્રણ કવિઓ રહ્યાં. તેમને રાજાએ સારા ઘોડા સત્તર બક્ષીસ આપ્યા. અને કહ્યું કે જેની ઉત્તમ કવિતા છે, તેણે બીજે ભાગ એટલે અરધો અરધ ઘોડા લેવા, અને જેની મધ્યમ કવિતા છે, તેણે ત્રીજે ભાગ લેવા. અને જેની કનિષ્ટ કવિતા છે, તેણે નવમો ભાગ લેવો.

પછી કવિઓ રાજીતા થયા, અને ઘોડા લઈને આઘા ચાલ્યા, પણ તેની વહેંચણ કરતાં તકરાર થઇ. અને કાંઈ રસ્તો સુજ્યો નહિ. ત્યારે પાછા રાજાપાસે જઇને કહે કે અમને આની વહેંચણની સમજણ પડતી નથી. માટે તમે કરાવી આપો. પછી રાજાએ ન્યાયી શેઠને કહ્યું કે હવે તમારી વાણિયા વિદ્યાની ખરેખરી પરિક્ષા થશે. અમારા હુકમ પ્રમાણે આ કવિઓને ઘોડા વહેંચી આપો.

પછી ન્યાયી શેઠે કવિઓને કહ્યું કે હું તમને ભાગ બરોબર પાડી આપું. પણ મારી મહેનતનો બદલો કાંઇક લઈશ. કવિઓએ એ વાત કબૂલ કરી. પછી ન્યાયી શેઠે પોતાનો ઘોડો કવિઓના ઘોડામાં મૂકયો. અને કહ્યું કે આ ઘોડો મેં તમને આપ્યો. એટલે અઢાર ઘોડા થયા. તેમાંથી અરધો અરધ એટલે નવ ઘોડા ઉત્તમ કવિતાવાળાને આપ્યા. અને મધ્યમ કવિતાવાળાને ત્રીજે ભાગ એટલે છ ઘોડા આપ્યા. અને કનિષ્ટ કવિતાવાળાને નવમે ભાગ એટલે બે ઘોડા આપ્યા. એ રીતે સત્તર ઘોડા વહેંચી આપીને શેઠે કહ્યું કે મારી મહેનતના બદલામાં આ મારો ઘોડો મારે ઘેર લઈ જાઊં છું. એમ કહીને શેઠ પોતાનો ઘોડો લઇને પોતાને ઘેર ગયા. અને તીવ્રબુદ્ધિ પણ શેઠને ઘેર ગયો. રાજા તથા કચેરીના બીજા લોકો વાણિયા વિદ્યાનો ચમત્કાર જોઈને અતિશય આશ્ચર્ય પામ્યા.

---

## પાંચ કાટલે એક શેરથી તે એકસો એક વીસ શેર સુધી તોળવાની વાત. ૧૩ મી.

દોહરો.

એક શેરથી એકસો, એકવીસ તોળાય;
પાંચ કરાવ્યા કાટલાં, જુઓ વણિક વિવાય—૧૬

એક સમે વિક્રમરાજા પોતાના કોઠારમાં તપાસ કરવા ગયો. તે અનના કોઠાર તપાશીને જ્યાં ઘીનાં કુલ્લાં રહેતાં હતાં, તે તપાસવા ગયો; ત્યાં લોઢાનાં કાટલાં નાનાં મોટાં પંદર વીશ પડયાં હતાં. તે જોઇને રાજાએ કહ્યું કે આટલાં બધાં કાટલાં શા વાસ્તે રાખ્યાં છે! ત્યારે કોઠારીએ કહ્યું કે આપનો હુકમ છે કે કોઇ એક તીરથવાશી આવે તો તેને એક શેર ઘીનું શીધું આપવું; અને બે આવે તો બશેર ઘીનું આપવું. એ રીતે એકથી તે એકસો એકવીસ સુધી તીરથવાશી આવે તો તેને તેટલા શેર ઘીનાં શીધાં આપવાં. અને તેથી વધારે આવે, તો તેને એમ કહેવું કે આજનો નિયમ પૂરો થયો. હવે તમે કાલે આવજો. એ રીતે એકથી તે એકસો એકવીસ શેર સુધી તોળવું પડે, માટે નાનાં મોટાં પંદર વીશ કાટલાં રાખવાં પડયાં છે. ત્યારે રાજાએ હુકમ કર્યો કે આ બધાં ગળાવી નાંખો; અને ફક્ત પાંચ કાટલાં એવાં કરાવીને રાખો, કે એક શેરથી તે એકસો એકવીશ શેર સુધી જેટલું તોળવું હોય, તે પાંચજ કાટલાંથી

એક ધારણે તોળી શકાય. જો આજથી ત્રણ દહાડાની અંદર એવાં કાટલાં નહિ કરાવો, તો તમને બરતરફ કરીને તમારી જગાએ બીજો કોઈ હુશિયાર માણસ રાખવામાં આવશે એમ કહીને રાજા તો ગયા. અને કોઠારી તો મોટી ફીકરમાં પડયો. અને શેહરમાં સૌને પૂછતો ફરે, કે ભાઇ આવા પાંચ કાટલાં કોઇ બતાવો.

ત્યારે કોઈએ કહ્યું કે એતો ભાઇ વાણિયા વિદ્યા પૂરે પૂરી ભણ્યો હોય, તેને ખબર પડે. બીજાને સૂજે નહિ. માટે આ શહેરમાં ન્યાયી શેઠ છે, તે વાણિયા વિદ્યા ભણેલો છે; તેને ઘેર જઇને પૂછો એટલે બતાવશે. પછી તે કોઠારી ન્યાયી શેઠને ઘેર ગયો. ત્યાં તીવ્રબુદ્ધિ બ્રાહ્મણ પણ પાસે બેઠો હતો. કોઠારીએ અતિશય દિલગીર થઈને કહ્યું કે મારૂં અન્ન જળ હવે અહીંથી આવી રહ્યું છે, મારી નોકરી જાય છે, રાજાએ એવો હુકમ કર્યો છે કે એક શેરથી એકશો એકવીસ શેર સુધી પાંચ કાટલે એકજ ધારણે તોળાય, એવાં કાટલાં કરાવો. નહિતો બરતરફ કરશું. પછી મે ઘણાં માણસોને પૂછી જોયું પણ કોઇ બતાવી શકતા નથી. આપ વણિક વિદ્યામાં કુશળ છો. માટે આપ બતાવશો, એવી આશાથી હું આપની પાસે આવ્યો છું.

પછી ન્યાયી શેઠે તેને ધીરજ આપી. અને કહ્યું કે ગભરાશો નહિ. વાણિયા વિદ્યાની આગળ એ વાત કાંઇ કઠણ

નથી. માટે હું કહુ તેમ કરો. એક કાટલુ એક શેરનું કરાવો, બીજું ત્રણ શેરનું ત્રીજું નવ શેરનું ચોથું સતાવીસ શેરનું, અને પાંચમું બે મણને એક શેરનું, એ રીતે પાંચ કાટલાં કરાવો. એટલે એક શેરથી તે એકસોને એકવીશ શેર સુધી તે પાંચ કાટલાંથી એકજ ધારણે જેટલુ તોળવું હશે, તેટલુ તોળી શકાશે. જેમકે દોઢમણ તોળવું હોય, તો બે મણને એક શેરનું કાટલુ મૂકવું. અને તેના ભેગું નવશેરનું મુકવુ. એટલે સવા બે મણ થયું. પછી સામા પલ્લામાં એક સતાવીશ શેરનું અને બીજું ત્રણ શેરનું મૂકીએ એટલે દોઢ મણની ધારણ તોલાઈ રહેશે. અને જો ઓગણ પચાશ શેર તોળવું હોય, તો બે મણને એક શેરના કાટલા ભેગું એક શેરનું અને ત્રણ શેરનું કાટલુ મુકવું એટલે પંચાશી શેર થયું. અને સામા પલ્લામાં એક સત્તા-વીશ શેરનું અને બીજું નવશેરનું મૂકીએ, એટલે ઓગણ પચાસ શેર તોળાઈ રહેશે. પછી કોઠારી બહુ રાજી થયો. અને ન્યાયી શેઠનો પાડ માન્યો. અને જઈને તેવાં પાંચ કાટલાં કરાવ્યાં. તે પછી એક સમે રાજા કોઠારમાં ગયા. અને પાંચ કાટલાં જોઈને કોઠારીને પૂછ્યું કે આ ઉપાય તને કોણે બતાવ્યો સાચું બોલ. ત્યારે કોઠારીએ કહ્યું કે ન્યાયી શેઠે મને બતાવ્યો. રાજાએ કહ્યુ કે ધન્ય છે, તેની વાણિયા વિદ્યાને.

પછી તીવ્રબુદ્ધિ બ્રાહ્મણે ન્યાયી શેઠને કહ્યું કે વાણિયા વિદ્યામાં ઘણો ચમત્કાર છે, હું તો જોઇને આશ્ચર્ય પામ્યો. ત્યારે ન્યાયી શેઠે કહ્યું કે "વણિક કળાથી દૈવ વાસે" માટે એક વાણિયાની કળાથી એક દેવી પણ હારી હતી. ત્યારે તીવ્રબુદ્ધિએ કહ્યું કે શી રીતે? તે વાત મને કહો.

---

## એક વચનમાં પાંચ પદાર્થ માંગી લેવાની વાત ૧૪ મી.

### દોહરો.

પાંચ પદારથ એકમાં, માગ્યાં માતા પાસ;
અચરજ પામ્યાં અંબિકા, એની પૂરી આશ–૧૭

એક વાણિયો આંખે આંધળો, નિર્ધન અને પંડોપંડ હતો, તે એક સમે પસ્તાવો કરવા લાગ્યો કે મારે આંખો ન મળે, ધન ન મળે, બાઇડી ન મળે, હું વાંઝિયો રહ્યો, તો દીકરાની વહુ આવે, એવી તો આશાજ શી રાખવી. બળ્યું આ જીવવું. માટે કોઇ દેવસ્થાનમાં જઇને તપ કરીને દેહ પાડું. એમ કરીને ચાલ્યો, તે ગામને પાદર એક દેવીનું સ્થાનક હતું. તેની માનતા બહુ ચાલતી હતી. ત્યાં માતાના દેરામાં જઈને બેઠો. અને ઘણી લાંઘણો કરીને મરવા માંડયું. ત્યારે માતાએ કહ્યું કે તારે શું જોઇએ છીએ? તે માગ. ત્યારે વાણિયે

કહ્યું કે એક તો હું નિરધન છું, માટે મારે પુષ્કળ ધન જોઈએ. પછી ઘણું ધન છતાં કોઇ મને કન્યા દે કે ન દે. માટે બાઈડી પણ જોઈએ. કદાપિ બાઈડી મળી, પણ તેને પુત્ર ન થાય, તો તેથી કાંઈ વાંઝિયા મેણુ મટે નહિ; માટે પુત્ર પણ જોઇએ. પુત્ર હોય, પણ તેને કોઈ કન્યા દે કે ન દે માટે દીકરાને વહુ પણ જોઇએ. અને પાંચમું મારી આંખે આંધળો છું તે આંખો જોઈએ. ત્યારે દેવીએ કહ્યું કે હું તો તું એકજ વાનું માગે તો આપું. તે વાણિયો વાણિયા વિદ્યા ભણેલો હતો, તેથી તેણે એક વાનું એવું માગ્યું કે તેમાં પાંચે વાનાં આવી જાય, એવો વિચાર કરીને તેણે કહ્યું કે હે માતા ! મારે બીજું કાંઈ જોતું નથી. ફકત એકજ વાનું એ માગું છું કે "સોનાની ગોળીએ છાશ વલોવતી દીકરાની વહુને દેખું." એવું સાંભળી માતાજી પણ આશ્ચર્ય પામ્યાં. અને વાણિયા વિદ્યાને ધન્ય છે, એમ કહીને તે વાણિયાની સઘળી આશા પુરી કરી.

---

## ચોરને દીકરો કહ્યાની વાત ૧૫ મી.

### દોહરો.

પૂત્ર ઠરાવ્યો ચોરને, કોપ્યો નગરી નાથ;<br>
વણિકે કહ્યું કપાય નહિ, છતે માથે હાથ. ૧૮

વળી ન્યાયી શેઠે તીવ્રબુદ્ધિને કહ્યું કે ભાઇ વાણિયા વિદ્યાની વાત સાંભળ. એક વાણિયાના ઘરમાં રાતની વખતે ખાતર પાડીને ચોર પેઠો. તે વાણિયે જાણ્યું કે હું બૂમ પાડીશ, તો તેના હાથમાં કાંઈ હથિયાર હશે, તો મને મારશે. એમ જાણીને વાણિયા વિદ્યા કરવા માંડી. તે એવી રીતે કે પોતાની સ્ત્રીને કહ્યું કે આપણા ઘરમાં મિલક્ત ઘણી છે. ભારે ભારે લૂગડાં છે. ઘરેણાં છે, સારૂં સારૂં ખાવાનું છે, પણ પરમેશ્વરે એક દીકરો આપ્યો નથી. તેથી વાઝિયાં કહેવાઇ છીએ. અને સંસારમાં કાંઇ લાવો લીધો નહિ. જો એક દીકરો હોત, તો તેને પહેરાવત, ઓઢાડત, અને સારૂં સારૂં ખાવા આપત, અને લાડ લડાવત; વળી આપણી નાતમાં સારે ઘેર પરણાવીને લાવો લેત; પરમેશ્વર વીસ વરસનો દીકરો તૈયાર આપે, તો કેવું સારૂં ! ! ! તે વાત બધી ચોરે સાંભળી; અને તે પણ આશરે વીશ વરસનો હતો. એટલામાં પેલે શેઠે તેની સ્ત્રીને વળી કહ્યું કે ઉઠ, ઉઠ, ઝટ દીવો કર. પરમેશ્વરે વીશ વરસનો દીકરો તૈયાર આપણને આપ્યો. પછી તેની સ્ત્રીએ દીવો કર્યો. એટલે વાણિયો તો પેલા ચોરને દીકરા, દીકરા, કહીને બાઝી પડ્યો, અને બચીઓ લેવા મંડયો. પછી ઘરમાં બરફી પેંડા વગેરે હતું, તે તેને ખાવા આપ્યું. અને સારો પલંગ પાથરી

આપીને કહ્યું કે દીકરા હવે આંહી સૂઈ રહે, સવારે તને લૂગડાં ઘરેણાં પહેરાવશું, પછી તે સૂઈ રહ્યો.

સવારના પહોરમાં ઉઠીને વાણિયે જઈને ગેટ ઉપર જાહેર કર્યું કે મારા ઘરમાં ચોર પેઠો છે. પછી પોલીસના બે ત્રણ સિપાઇઓ આવ્યા. વાણિયો કહેવા લાગ્યો કે રાતની વખતે અમારે ઘેર દીકરો આવ્યો.સિપાઇએ પૂછ્યું કે ક્યાંથી આવ્યો ? ત્યારે તેણે કહ્યું આ પછીતે બાકું પાડી આવ્યો. ત્યારે સિપાઈઓએ પકડયો, કે આ તો ચોર છે. અને તેને રાજા આગળ લઈ ગયા. તે રાજાએ એવો કાયદો કરેલો હતો કે મારી વસ્તીમાં કોઈ ચોરી કરે તેનાં કાંડાંજ કાપી નાંખવાં. એટલે ફરીથી કોઈ ચોરી કરે નહિ. હવે રાજાએ હુકમ કર્યો કે તે પરાયા ઘરમાં ખાતર પાડીને પેઠો, માટે તેનાં કાંડાં કાપી નાંખો. વાણિયે જાણ્યું કે કાંડાં કાપવાથી તે જીવતો રહેશે, તો કોઇવાર મારા ઉપર વેર વાળશે, એથી રાજાને અરજ કરી કે સાહેબ વાણિયાનો દીકરો હાથ વગર શેણે રળી ખાય ?! માટે “ છતે માથે હાથ કપાય નહિ.” ત્યારે રાજાએ હુકમ કર્યો કે જાઓ, એને શૂળીએ ચડાવી ઘો. પછી તેને ગામને પાદર શૂળીએ ચડાવા લઇ ગયા ત્યાં ઘણાં માણસ જોવા મળ્યાં હતાં. અને તે વાણિયો પણ હતો. પછી જ્યારે તેને શૂળીએ ચઢાવવા માંડયો; ત્યારે તેણે વાણિયા સામું જોઇને કહ્યું. ઓ બાપા !!

મને શૂળીએ ચડાવે છે. ત્યારે વાણિયે કહ્યું કે કંઇ ફીકર નહિ, એમાં શું "ચડી જાઓ બેટા શૂળીએ, અને લ્યો રામનું નામ." આપણે સાહુકાર માણસ, રાજાની રૈયત કહેવાઈએ, માટે આપણે રાજાનો હુકમ માનવો જોઈએ. પછી તેને શૂળી ચઢાવ્યો. ન્યાયી શેઠે તીવ્રબુદ્ધિને કહ્યું કે મહારાજ જુઓ, આનું નામ વાણિયા વિદ્યા કહેવાય વળી વાણિયા વિદ્યાની બીજી વાત કહું, તે સાંભળો.

---

## સો ગજ લાંબી, સો ગજ પહોળી, અને સો ગજ ઊંડી એવી એક ખાણ, તેની બરોબર પચીસ ગજ લાંબી, પચીસ ગજ પહોળી અને પચીસ ગજ ઊંડી કેટલી થાય તેની વાત ૧૬ મી.

### દોહરો.

પહોળી લાંબી ને ઉંડી, સો ગજ કેરી ખાણ;
પચીસ ગજની ચાર પણ સોળ માંશ પરમાણ.—૧૯

રાજા ઘણું કરીને ભોળા હોય છે, પણ જો તેની પાસે વાણિયા વિદ્યા ભણેલો પ્રધાન હોય, તો રાજાને ઠગાવા દે નહિ.

એક ભોળા રાજાને દાણા ભરેલી એક ખાણ, સો ગજ લાંબી, સો ગજ પહોળી, અને સો ગજ ઊંડી એવી હતી. તેને એક ઠગે આવીને અરજ કરીને કહ્યું કે સાહેબ મારે દાણા ભરેલી ચાર ખાણો છે. તે એકેકી પચીસ ગજ લાંબી, પચીસ ગજ પહોળી અને પચીસ ગજ ઉંડી છે. અને તે જુદે જુદે ઠેકાણે છે, તેથી મારાથી સચવાતી નથી. માટે તે ચાર ખાણો આપ રાખો. અને આપની એક ખાણ છે, તે મને આપો. ત્યારે તે ભોળા રાજાએ તો આપવાની હા પાડી, પણ વાણિયા વિદ્યા ભણેલો પ્રધાન બોલ્યો કે સાહેબ એ તો એક રૂપીઆ આપીને એક આનો લેવા જેવું છે; માટે અપાય નહિ. એમ કહીને નીચે લખેલું સોળ ખાનાનુ કોષ્ટક કરી બતાવીને ઘણી મુશ્કેલીથી રાજાને સમજણ પાડી.

---

| | | | |
|---|---|---|---|
| ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ |
| ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ |
| ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ |
| ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ | ગજ<br>૨૫ |

ઉપર પ્રમાણે સોળ ખાનાનું કોષ્ટક કરીને પ્રધાને રાજાને કહ્યું કે જુઓ સાહેબ, આ એક કોષ્ટક છે, તે સો ગજ લાંબી,

સો ગજ પહોળી અને સો ગજ ઊંડી એવી એક ખાણનું ચિત્ર છે, અને તેમાં સોળ ખાનાં પાડ્યાં, તે દરેક ખાનું પચીસ ગજ લાંબુ, પહોળું પણ ઊંડું સો ગજ છે, એમ સમજવું. માટે તે એક ખાનામાં પચીસ ગજ લાંબી, પચીસ ગજ પોહોળી અને પચીસ ગજ ઊંડી, એવી ચાર ખાણો સમાઈ રહે માટે તે ચાર ખાણો, આખી ખાણનો સોળમો ભાગ છે, માટે તે તો એક રૂપીઓ આપીને એક આનો લેવા જેવું છે. પછી રાજાએ તે ખાણ આપવાની ના પાડી, અને કહ્યું કે વાણિયા વિદ્યાને ધન્ય છે.

---

## ફેરવો બાંધવાની વાત ૧૭ મી.

### દોહરો.

છે ઘોડી ચોરાઇ તે, ભાળી છે મેં ભ્રાત;
એમ કહીને ફેરવી, પૂત્ર વણિકને વાત—૨૦

એક પઠાણની ઘોડી ચોરાઈ હતી, તેણે વાણિયાના છોકરાને પૂછ્યું કે મારી ઘોડી ચોરાઈ છે, તે લઈ જનારને તેં દીઠા છે? ત્યારે તે છોકરે કહ્યું કે એ ઘોડી લઈ જતાં મેં દીઠી છે, ત્યારે પઠાણે કહ્યું કે હું સરકારમાં ફરિયાદ કરીશ, ત્યાં આવીને તારે સાક્ષી પૂરવી પડશે; ત્યારે તે છોકરાને બાપે

છોકરાના માથામાં ધોલ મારી એટલે તેની પાઘડી હેઠી પડી; અને કાંઇક વીખાણી; ત્યારે તેને બાપે કહ્યું કે "રાંડના ફેરવી બાંધી" તે છોકરો વાણિયા વિદ્યા ભણેલો હતો; તેથી સમજ્યો કે મને એમ કહ્યું કે પાઘડી ફેરવી બાંધ, એમ નહિ, પણ વાત ફેરવી નાંખ. ત્યારે છોકરે કહ્યું કે તે ઘોડી ચોરનારો ઘોડીને ટેકા બગલમાં દઈને એક પગે ચાલ્યો ચાલ્યો જતો હતો; તે મેં નજરો નજર દીઠો છે. માટે સરકારમાં આવીને હું સાચી સાચી સાક્ષી પુરીશ. ત્યારે પઠાણે કહ્યું કે એ તો લાકડાની ઘોડી હશે, પણ મારી તો ખરેખરી ઘોડી ખોવાઇ છે. ત્યારે છોકરે કહ્યું કે તે તો મેં દીઠી નથી. પઠાણ સમજ્યો કે આણે વાણિયા વિદ્યા કરી, તેથી ચાલ્યો ગયો.

---

## પોતાની લડાઈ બીજાને માથે ઉતારવાની વાત ૧૮ મો.

### દોહરો.

પોતાના શિર ઉપરનું, લડાઈનું જે કામ;
વણિક વિદ્યા વાવરી, પર શિર પાડે આમ—૨૧

એક વાણિયો પરગામ સાસરે જઇને પોતાની સ્ત્રીને તેડીને પોતાને ગામ આવતો હતો. ત્યાં વચમાં સૂરત જેવું એક શહેર આવ્યું. ત્યાં દહાડો આથમ્યો. તેથી રાત રહેવું પડયું. ત્યારે પોતાની સ્ત્રીને કહ્યું કે તું અહીં આ નદીને કાંઠે

બેશ, અને હું શહેરમાં જઈને જોઇ આવું કે કોઈ પોતાની ઓશરીમાં આજની રાત આપણને સૂઇ રહેવા દેશે. એમ કહીને શહેરમાં ગયો. ત્યાં પીંજારાવાડ આવી. ત્યાં એક ઘરને મોટી સારી ઓશરી દીઠી ત્યારે તે ઘરની ધણીઆણીને પુછયુ કે બાઈ હું ને મારી સ્ત્રી બે જણ છીએ. માટે આજની રાત અમને બે જણને તમારી ઓશરીમાં સૂઈ રહેવા દેશો ! ત્યારે ત્યાં એવો ચાલ હતો કે તે પીંજારીઓ જ્યારે સામસામી લડે, ત્યારે જે માણસો એકઠાં થઇને જોવા ઉભાં રહે, તે તમાશો જોઇને જોનારા દરેક જણ ચાર ચાર પૈસા આપે. કેમકે તે લડાઈ નાટક જેવી થતી હતી. તેથી તે પીંજારીએ કહ્યું કે તમારી સ્ત્રી મારી સાથે લડે, તો અહીં સૂઇ રહેવા દઉ; નહિ તો નહિ ત્યારે વાણિયો કહે કે મારી સ્ત્રી તો બિચારી કોઇ સાથે લડે એવી નથી. ત્યારે પીંજારીએ કહ્યું કે ત્યારે તો જાઓ અહીંથી પછી વાણિયે જઇને પોતાની સ્ત્રીને વાત કરી કે એક પીંજારીની ઓશરી સારી મોટી છે. પણ તે કહે છે કે તમારી સ્ત્રી મારી સાથે લડે તો સૂઇ રહેવા દઉં નહિ તો નહિ. તે વાણિયણ વાણિયા વિદ્યા ભણેલી હતી. તેથી તેણે કહ્યું કે ચાલો હું તેની સાથે ખુબ લડીશ. પછી તેને ઘેર ગયાં. અને તે વાણિયણે પીંજારીને કહ્યું કે બાઈ હું તારી સાથે લડીશ. એટલે તે પીંજારીએ પાથરવાનાં સારાં ગાદલાં આપ્યાં તે પાથરીને બન્ને જણા વેગળાં વેગળ

સૂતાં પછી પીંજારીએ વાળુપાણી કરીને પેલા વાણિયાને કહેવા માંડ્યું કે તમારી વહુ કહેતી હતી કે હું લડીશ, હવે કેમ લડતી નથી, કહો કે લડે, નહિ તો ઉઠી જાઓ અહીંથી. ત્યારે તે વાણિયણે વાણિયા વિદ્યા કરી. અને પોતાને માથેથી બીજાને માથે લડાઈ ઢોળી માડવાનો ઉપાય કર્યો. અને કહ્યું કેઃ—

દોહરો.

પાડોશણ લડવા તણું, નથીજ લેતી નામ;
તું લડવા તૈયાર થઇ, અકલ વગરની આમ. ૨૨

જો આ તારી પાડોશણ કેવી ડાહી છે, તે લડવાનુ નામ લેતી નથી. અને તું લડવા તૈયાર થઇ છે; ત્યારે તે બોલી કે સુઇ પાડોશણ ડાહી છે તો, તેનાં ઘરનાંને લાભ, મારે શું; તે સાંભળીને પાડોશણ રીસ કરીને ઘરમાંથી નીકળી. અને બોલી કે મને શું કરવા મારે છે, મરે તું, મરે તારી મા, મરે તારો બાપ, અને મરે તારો દીકરો. પછી તે બે જણીઓ ખૂબ લડવા વળગી. ત્યારે પેલી વાણિયણે પોતાના ધણીને કહ્યું કે હવે આપણે નિરાંતે સૂઇ રહો. એની તેની વાણિયા વિદ્યા જોઇને વાણિયો આશ્ચર્ય પામ્યો. અને કહ્યું કે ધન્ય છે તારી વાણિયા વિદ્યાને.

એ નાટક જેવી લડાઇ જોવાને ઘણા જોનારા ભેગા થયા. છેવટ તેમણે બબે આના આપ્યા. તે એ બે પીંજારીઓએ વહેંચી લીધા.

---

## વાણિયાની ગાય વાઘે માર્યાની વાત ૧૯ મી.

### દોહરો.

કહ્યું વાઘને વાણિયે, આવો સમજો ન્યાય;
ત્રાસ બતાવો તો તમે, નથીજ મારી ગાય. ૨૩

એક વાણિયાની ગાયને વગડામાં વાઘે મારી નાંખી, ત્યારે ગોવાળીએ જઈને શેઠને કહ્યું કે તમારી પચાસ રૂપાઆની કીમતની ગાયને વાઘે મારી નાંખી ત્યારે શેઠે કહ્યું અમારી ગાયને વાઘ ભાઈ શા વાસ્તે મારે કાંઈ માગે છે? પછી ગુમસ્તાઓને કહ્યું કે ખાતા વહી તપાસો ચોપડામાં વાઘભાઇના ખાતામાં આપણે કાંઇ દેવું છે. ગુમાસ્તાએ ખાતા વહીમાં જોઇને કહ્યું કે વાઘભાઈનું ખાતુંજ આપણે અહીંઆં નથી. અને તે કાંઈ આપણી પાસે માગતા પણ નથી.

પછી શેઠે ભરવાડને કહ્યું કે ચાલ અમને વાઘભાઈ દેખાડ, અમે નામું સમજીએ. ત્યારે ભરવાડે કહ્યું કે વગડામાં ચાલો, વેગળેથી દેખાડીશ. શેઠે ગુમાસ્તાને કહ્યું કે ચાલતી

સાલના ચોપડા લ્યો અને ચાલો વાઘભાઈ પાસે નામુ સમજવા જઈએ. પછી ગોવાળીઆની સાથે વગડામાં ગયા. ગોવાળે વેગળેથી બતાવ્યો કે આ પેલો વાઘ બેઠો. વાણિયો બોલ્યો કે વાઘભાઈ આવો, આપણે નામું સમજીએ. તમે અમારી પચાસ રૂપીઆની ગાય શા વાસ્તે મારી? એટલે વાઘે તાડુકો કર્યો. તેથી શેઠને તો ઘણો ત્રાસ ઉપજ્યો; અને પાછા હઠયા. અને કહ્યું કે એમ જોર જુલમ બતાવો, ત્યારે તો તમે અમારી ગાય મારી નથી. અમે કાંઈ તમારી પાસે માગતા નથી. જો નામું સમજવું હોય તો આવો.

એ વાણિયા વિદ્યાનો સાર એ છે કે કોઈ જુલમગારની આગળ વાણિયો એમ બોલે નહિ; કે ફલાણું માગવાનો અમારો હક છે. અને તમારે અને અમારે આ કરાર છે. કેમકે ન્યાયે બોલે, તેના આગળ પોતાનો હક કે જે કરાર થએલો હોય, તે મગાય, પણ જુલમગારની આગળ મગાય નહિ. કેટલાક વાણિયા ગરાશીઆઓને ઘેર લેણું લેવા ગયા, તેમને ગરાશીઆઓએ મારી નાંખ્યા. તેથી એમ જાણ્યું કે તે વાણિયા વાણિયા વિદ્યા પૂરી ભણેલા નહિ. ભણ્યા હોત તો ગરાશીઆની આંખ કરડી દેખીને તરત ખત ઉપર લીટા તાણત. અને કહેત કે તમારી પાસે અમારૂં કાંઇ લેણું નથી. ભરી પૂરી પામ્યા છીએ.

એક વાણિયો રસ્તામાં ચાલ્યો જતો હતો, તેની પાછળ જુલમગાર અમલદાર આવ્યો, તેણે પેલા વાણિયાના વાંસામાં સોટી મારી. વાણિયે પાછું ફરીને જોયું તો જુલમગાર અમલદારને ઓળખ્યો. એટલે વાણિયો બોલ્યો કે હાશ! સાહેબ હું આપનો ઉપકાર માનું છું. ત્યારે જુલમગારે પૂછ્યું કે શા વાસ્તે ઉપકાર માને છે! ત્યારે વાણિયે કહ્યું કે મારા વાસામાં ગાંઠ હતી તે ઘણાં ઓસડ કર્યાં, પણ મટતી ન હોતી. પણ આપે સોટી ઠબકારી તેથી તે ગાંઠ બેશી ગઇ. અને મને સુખ થયું માટે ઉપકાર માનું છું.

---

## વાણિયા વિદ્યા ભણ્યો ન હોય, તે વિચારીને કામ કરે, તો પણ કડવા પટેલના જેવું કરે તેની વાત ૨૦ મી

### દોહરો.

વિદ્યા ન ભણ્યો વણિકની, કરે વિચારી કામ;
કડવા કાકાએ કર્યું, કરેજ એવું આમ—૨૪

તીવ્રબુદ્ધિએ ન્યાયી શેઠને પૂછ્યું કે કડવા પટેલે કેવું કામ કર્યું, તે કહો. ત્યારે ન્યાયી શેઠે કહ્યું કે એક કડવો પટેલ હતો તે વાણિયા વિદ્યા લગારે જાણતો ન હોતો. પણ કાંઇ કામ કરવું હોય તે વિચાર કરીને કરતો હતો તે રોજ સવારમાં

ઊઠીને ઓટલા ઉપર દાતણ કરવાને બેસતો હતો. તેના આગળ થઇને કોઇની ગાય ચરવા સારૂ જતી હતી; તેનાં શીંગડા સામસામાં ગોળ વળેલાં હતાં, તે જોઈને કડવો પટેલ વિચાર કરતા હતા, કે આ બે શીંગડાં વચ્ચે માથું ઘાલ્યું હોય, તો હાંસડી જેવું દેખાય, અને કેવો તમાસો થાય!! એ રીતે વિચાર કરતાં કરતાં છ મહિના થઇ ગયા, પછી એક દિવસ તો પોતે ઉઠીને ગાયનાં બે શીંગડાં વચ્ચે માથું ઘાલ્યું. એટલે ગાય ભડકીને નાઠી તેથી કડવા કાકાનું શરીર છોલાયું. અને બહુ હેરાન થયા, ત્યાં ઘણાં માણસો ભેગાં થયાં. અને ઘણી મુશ્કલીથી ગાયને પકડીને કડવા કાકાનું માથું કઢાવ્યું.

પછી લોકોએ કડવાકાકાને પૂછ્યું કે તમારૂં માથું આ શીંગડાં વચ્ચે શી રીતે પેશી ગયું ? ત્યારે તેમણે કહ્યું કે મેં જ મારી મેળે ઘાલ્યું હતું. ત્યારે લોકોએ કહ્યું કે આવું વગર વિચાર્યું કામ કેમ કર્યું, કાંઇ વિચાર તો કરવો હતો; ત્યારે કડવા કાકાએ કહ્યું કે મેં કાંઈ વિચાર કર્યા વગર કામ કર્યું નથી. છ મહિના સુધી વિચાર કર્યો હતો.

માટે વાણિયા વિદ્યા લગારે ભણ્યો ન હોય, તે છ મહિના સુધી વિચાર કરીને કામ કરે, તો પણ કડવા કાકાના જેવું થાય.

---

## જેઠા દરજીની વાત ૨૧ મી.

### દોહરો.

જીવનું જોખમ ઉપજે, તરત ન ઉચરે તેમ;
વેગે ચડે ન વાણિયો, જેઠો દરજી જેમ—૨૫

એક જેઠો એવા નામનો દરજી હતો, તે બહુ સ્વાદિયો હતો. તે ઘેર રોટલા ખાઇને ઘરાકને ઘેર શીવવા ચાલ્યો, ત્યાં રસ્તામાં નવાઇનાં કારેલાં પા રૂપીઆનાં શેર વેચાતાં હતા, તે જેઠે દરજીએ વેચાતાં લીધાં. અને પોતાનો છોકરો સાથે હતો, તેને કહ્યું કે ઘેર લઈ જા. અને તારી માને કહે જે કે આજ રાતે વાળુમાં આનું શાક જરૂર કરે. પછી છોકરે જઇને પોતાની માને કારેલાં આપ્યાં. અને કહ્યું કે મારા બાપાએ કહ્યું છે કે આજ રાતે વાળુમાં જરૂર આ કારેલાંનું શાક કરજે. પછી તે દરજીની સ્ત્રીએ વિચાર કર્યો કે આજ તો જમીને ગયા છે, અને સાંજને માટે ભાજીનું શાક પડ્યું છે. તે કરીશ. અને આ કારેલાં કાલે કરીશ. પછી જેઠો દરજી સાંજે આવીને વાળુ કરવા બેઠો. ત્યારે તેની સ્ત્રીએ ખીચડી, અને ભાજીનું શાક પીરસ્યું. ત્યારે તે રીસ ચડાવીને બોલ્યો કે કારેલાંનું શાક કેમ કર્યું નહિ. ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે કારેલાંની રત હજી હવે આવે છે, તે સોંઘાં થશે, ત્યારે બે પૈસે શેર વેચાશે, અને આ

પારૂપીઆનાં શેર કારેલાં તો લખેશરી હોય, તે ખાય. આપણા ગરીબ માણસથી ખવાય નહિ. તે કરતાં તમે લાવ્યા, તો સવારે કારેલાંનું શાક કરીશું. જેઠો દરજી બોલ્યો; રાંડ તેમાં તારા બાપનું શું લીધું, હું પૈસા કમાઉ છું ને હું લાવ્યો, એમ બોલતાં બોલતાં બે જણને ખૂબ તકરાર થઇ, જેઠો દરજી ક્રોધના વેગમાં બોલ્યો કે રાંડ તું પાંચા પટેલના કૂવામાં પડીને મુઇ હોત, તો મારે સુખ થાત. એમ કહીને તેને થોડી ઘણી મારી પણ ખરી. એટલે બાઈડી રાસમાં ઉઠીને ચાલી, તે ગામ બહાર પાંચા પટેલના કૂવામાં જઈને પડી. ને મરી ગઇ. તેને એક છોકરૂં ૭ મહિનાનું ઘોડીઆમાં સૂતું હતું. બીજું ત્રણ વરસનું, અને ત્રીજું ૭ વરસનું હતું. પછી જેઠા દરજીને તે છોકરાં ઉછેરવાની મહા પીડા થઇ પડી અને પછીથી ઘણો પસ્તાવો કરવા લાગ્યો. અને કારેલાં બીજે દહાડે પણ ખાવામાં આવ્યાં નહિ. માટે વાણિયા વિદ્યા ભણ્યો હોય, તે વાણિયો ક્રોધને વેગે ચઢીને જેઠા દરજીના જેવું કરે નહિ. વિચારીને વેગમાંથી પાછો વળે.

---

## માંખી પલળે એટલું તેલ પણ નકામું જવા દે નહિ, અને જ્યાં જરૂર હોય, ત્યાં કસર કરે નહિ તેની વાત ૨૨ મી.

### દોહરો.

માંખી ભુંશી ખાસડે, તેલે પડી મરેલ;
પણ પાયામાં પૂરવા, સોમણ સોંપ્યું તેલ—૨૬

વલ્લભીપુરમાં એક મોટો શ્રીમંત સાહુકાર રહેતો હતો; તેણે લાખરૂપીઆ ખરચીને પારશનાથનું દેરૂં કરાવવાને ઠરાવ કર્યો. ત્યારે ડુંગરપુરથી કારીગર સલાટ તેડાવ્યા, અને ઘણાક આરસ પહાણ મગાવ્યા, તે આવ્યા, પછી દેવળનો પાયો ખોદાવ્યો. પછી એક દિવસે સવારના પહોરમાં તે સલાટનો મીસ્રી શેઠને કાંઈ સલાહ પૂછવા સારૂ દુકાન ઉપર ગયો, ત્યાં દીવાના કોડીઆમાં પડીને માંખી મરી ગએલી હતી. તે એક સળીવડે શેઠે કાઢીને પોતાને ખાસડે ભુંશી. તે જોઇને મીસ્રીએ વિચાર કર્યો કે આવો કંજુસ છે, તે શું લાખરૂપીઆ ખરચીને દેરૂં કરાવશે. માટે આપણે ઘેર પાછા જઈએ. એવો વિચાર કરીને પોતાને ઉતારે ગયો. પછી એક માણસને મોકલીને શેઠને કહેવરાવ્યું કે દેવળનો પાયો ખોદાઈને તૈયાર થયો છે, તેમાં સોમણ તેલ રેડયું હોય તો પાયો મજબૂત થાય ત્યારે શેઠે ગુમાસ્તાને કહ્યું કે સોમણ તેલનાં કુલ્લાં ગાડામાં ભરીને પાયા

પાસે લઇ જાઓ. પછી ગુમાસ્તો તેલનાં કુલ્લાં ભરીને ગાડામાં મુકીને તે ગાડાં પાયા પાસે લઈ ગયો. અને ત્યાં જઈને મીસ્રીને કહ્યું કે શેઠે આ પાયામાં રેડવાને સોમણ તેલ મોકલ્યું છે. ત્યારે મીસ્રીએ શેઠ પાસે જઇને કહ્યું કે પાયામાં તેલ રેડવાની જરૂર નથી. પણ તમે કોંડીઆમાંથી માંખી કાઢીને ખાસડે લુંછી, ત્યારે મારા મનમાં એમ થયું કે આ લોભી શેઠ છે, તે લાખરૂપીઆ ખરચીને દેરૂં શી રીતે કરાવશે. માટે પાયામાં રેડવાનું સોમણ તેલ મગાવ્યું. ત્યાંરે શેઠે કહ્યું કે અમે વાણિયા વિદ્યા ભણ્યા છીએ; તે વિદ્યાનો સાર એ છે કે એક માખીને શરીરે ચોપડાંય, એટલું તેલ પણ નકામું જવા દઈએ નહિ. અને જ્યાં જરૂર જોઇતું હોય, ત્યાં સોમણ તેલ રેડી દઇએ.

---

## ભવાયાને હલકી કીમતનાને બદલે ભારે કીમતનું શેલું આપ્યું, તે ગાંડા થઇને પાછું લીધું તેની વાત ૨૩ મી.

### દોહરો.

દીસે ડાપણદાર પણ, ઘડીમાં ઘેલો થાય;
સાધે સ્વારથ આપનો, જુઓ વણિક વિદ્યાય. ૨૭

એક રાજાએ ભવાયા રમાડયા, ત્યારે નગર શેઠને કહાવ્યું કે તમે ભવાયા જોવા આવજો. શેઠે કબૂલ કર્યું. પછી વિચાર

કર્યો, કે ભવાયાને સૌ લૂગડાં આપશે, ત્યારે આપણે પણ કાંઈક આપવું પડશે. પછી બે રૂપિઆની કીમતનું જૂનું શેલું હતું, તેને પારૂપીઆનો કસુંબો ચઢાવીને નવા જેવું કરાવ્યું. અને સંકેલીને ઘરમાં મૂક્યું. અને ચાકરને કહ્યું કે રાતે ભવાયા જોવા જઈએ ત્યારે આ શેલું લૂગડામાં વીંટીને તું સાથે લેજે.

પછી રાતે ભવાયા જોવા ચાલ્યા, ત્યારે ચાકરે ભૂલથી પેલા શેલાની જોડે દોઢસો રૂપીઆની કીમતનું ભારે શેલું હતું. તે લૂગડામાં વીંટીને લીધું. પછી જ્યાં ભવાયાના ખેલ થવા માંડયાં, અને રાત અરધીક ગઈ, ત્યારે રાજાએ તથા બીજા ગૃહસ્થોએ ભવાયાને લૂગડાં આપવા માંડયાં. ત્યારે સૌએ નગરશેઠના સામું જોવા માંડયું, કે હવે શેઠે કાંઈ આપવું જોઇએ. એટલે શેઠે ચાકરને કહ્યું કે લાવ શેલું; એટલે ચાકરે આપ્યું, તે શેઠે લઈને ભવાયા ઉપર નાંખ્યું; ભવાયાએ શેલું ઉકેલી કહ્યું કે "આ કોણ દાતાર આપે; ધન્ય છે નગર શેઠને?! પછી શેઠે જોયું કે આ તો જૂના શેલાને બદલે દોઢસો રૂપીઆનું શેલું અપાયું. પછી તે પાછું લેવા સારૂં વાણિયા વિદ્યા કરી, તે એવી રીતે કે ગાંડા થઈને છાતી કૂટવા મંડયા, અને માથે પચીસ રૂપીઆની પાઘડી હતી, તે હાથમાં લઈને કહે કે લે આ પાઘડી આપી, લે આ અંગરખું; વળી કહે કે મારે ઘેર પચાસ રૂપીઆની ભેંશ છે, તે આપી, ચાળીશ રૂપીઆની

ગાય છે તે આપી, મારૂં ઘર બધું આપ્યું. મારી દુકાન આપી, મારી બાઈડી આપી. મારો છોકરો આપ્યો. પછી બધાં માણસ કહેવા લાગ્યાં કે શેઠને કાંઇક થયું છે. પછી શેઠને પૂછે કે શેઠ તમને કયમ છે? ત્યારે શેઠ બોલે કે આપ્યું, આપ્યું, આપ્યું, પછી શેઠના બે હાથ ઝાલીને લોકો ઘેર લઇ ગયા, અને શેલું, અંગરખું, તથા બીજાં જે લૂગડાં આપ્યાં હતાં, તેની ગાંસડી બાંધીને તેમને ઘેર પહોચાડી શેઠને લોકો જોવા આવે અને પૂછે કે તમને કેમ છે; ત્યારે શેઠ એટલુંજ બોલે કે આપ્યું, આપ્યું, ને આપ્યું, પછી માણસો બંધ થયા, ત્યારે ચાકરને કહ્યું કે લાવો ગાંસડી, પછી ગાંસડી લઈને બધાં લુગડાં તપાસી જોયાં, અને બધાં લૂગડાં પૂરેપૂરાં દીઠાં, ત્યારે શેઠનું કાળજું ઠેકાણે આવ્યું.

એજ શેઠના પાડોશમાં એક વેપારી બ્રાહ્મણ રહેતો હતો. તેની લેવડ દેવડ તે શેઠ સાથે હતી. એક સમે તે બ્રાહ્મણે પોતાને ઘેર શંકર સ્વામીની પધરામણી કરી. ત્યારે સારા સારા માણસોને બોલાવ્યા હતા, અને તે નગર શેઠ શ્રાવક હતા તો પણ મોહોબત દાવાથી બોલાવ્યા હતા, પછી તે બ્રાહ્મણે શંકર સ્વામીની પૂજા કરીને જે ભેટ મૂકવાની હતી, તે મૂકી. પછી બીજા ગૃહસ્થોએ પણ કોઇએ રૂપાઓ કોઈએ બે રૂપીઆ, કોઇએ પાંચ રૂપીઆ એમ મૂકવા માંડયા, પછી સૌએ શેઠના

સામુ જોવા માંડયું. શેઠે જાણ્યું કે આપણે કાંઈક આપવું પડશે. વળી વિચાર ફરી જાય, કે આપણે શ્રાવક, અને એ શિવ માર્ગી આપણે શામાટે આપવું જોઇએ. પછી મનમાં નકકી કર્યું કે અધમણ કપાશીઆ ઘરમાં પડયા છે, તે મહારાજના બળદને ખાવા આપીએ તો ઠીક. એમ વિચાર કરીને મહારાજને પૂછ્યું કે આપને કેટલા બળદ છે, મહારાજે કહ્યું કે ચાર બળદ છે. ત્યારે શેઠે પૂછ્યું કે તે કપાશીઆ ખાય છે, એટલે મહારાજે કહ્યું કે હા ખાય છે. એટલામાં શેઠનો વિચાર ફરી ગયો. તેથી કહ્યું કે અમારા બળદ પણ ખાય છે. લોકોએ જાણ્યું કે શેઠે વાણિયા વિદ્યા કરી,

---

## પરચુરણ વાતો ૨૪ મી.

### દોહરો.

વણિક તણી વિદ્યા ઘણી, વાતો દિસે અનેક;
ગ્રંથ શ્રેષ્ટ થઈ જાય બહુ, જોહું લખું હરેક—૨૮

એક વાણિયાના ઘરમાં વીંછી નીકળ્યો તે કોઈને કરડયો. ત્યારે એવી કહેવત ચાલે છે કે તે વીંછીને પકડી રાખે, તો ચડે નહિ પણ જો તેને છૂટો મૂકે, તો જેમ તે વીંછી દોડે, તેમ તે વધારે ચડે; તેથી તેને પકડીને એક તપેલીમાં નાંખ્યો;

અને તપેલી પટારા ઉપર મૂકી. પછી રાતની વખતે તેના ઘરમાં ચોર પેઠો, ત્યારે શેઠે વાંણિયા વિદ્યા કરી. તે એવી રીતે કે પોતાની બાઈડીને કહ્યું કે સવારે આપણા ઘરમાંથી ભારે કીમતનો સોનાનો વેઢ જડયો હતો? તે તેં ક્યાં મૂકયો છે? તે સાંભળીને બાઇડી પણ સમજી ગઈ, અને કહ્યું કે તે તો તપે-લીમાં ઘાલીને તપેલી પટારા ઉપર મૂકી છે. ચોરે જાણ્યુ કે વેઢહું પેહેલો લઇ લઉં. એમ જાણીને તપેલીમાં હાથ ઘાલ્યો, ત્યાં વીંછીએ આંકડો માર્યો. ત્યારે ચોરથી અરરર એમ બોલાઈ ગયું. ત્યારે વાણિએ કહ્યું કે આંગળીએ વેઢ પહેરતાં વેઢ સાંકડો પડયો કે શું! તેથી ચોરે જાણ્યું કે હું પકડાઈ જઈશ, તેથી નાશી ગયો.

વળી એક વાણિયાના ઘરમાં ચોર પેઠો, ત્યારે વાણિયે વાણિયા વિદ્યાકરી. અને બાઈડીને કહ્યું કે બે મણ રાઇ આજે લાવ્યા છીએ. તે સો રૂપીઆની કીમતની છે, તે ક્યાં નાંખી છે! ત્યારે બાઇડીએ કહ્યું કે તે રાઈનો ઢગલો તો ઓશરીમાં કર્યો છે. ત્યારે ચોરે જાણ્યુ કે આ સો રૂપીઆની રાઇ લઈ જાઉં, એટલે બશ એમ જાણીને બે મણ રાઈ ઉપાડીને લઈ ગયો. પછી બીજે દહાડે તે રાઇ વેચવા કાઢી, ત્યારે બજારમાં એક સોંઘે ભાવે લોકોએ માગવા માંડી. પછી જાણ્યું કે એજ વાણિયાને ઘેર જઈને વેચું, પછી જઇને કહ્યું કે શેઠ મારે ઘેર

બે મણ રાઇ છે. તે સો રૂપીઆની કીમતની છે, તમે વેચાતી રાખશો! ત્યારે શેઠે કહ્યું કે તે તો "રાઈના પાડ રાતે ગયા".

વળી એક વાણિયાના ઘરમાં ચોર પેઠો, તે ઘરમાં અંધારે થાંભલાને બાથ ભરીને ઉભો રહ્યો, તેથી એમ જણાય કે આ થાંભલો છે, પછી વાણિયો ઉઠયો, અને તેણે જાણ્યું કે થાંભલાને ચોર વળગ્યો છે. તેથી પોતાની સ્ત્રીને કહ્યું કે આજ મેં કથામાં એવી વાત સાંભળી કે પાછલી રાતે પીંપળાને કે ઘરમાં થાંભલો હોય તેને પીંપળો માનીને એકસો આઠ ફેરા ફરે, તેને ઘણું પુન્ય થાય. એમ કહીને સૂતરમો ફાળકો હતો, તે હાથમાં લીધો, અને ચોરને વીંટવા મંડયો. અને એમ બોલતો જાય કે "બહુ તાંતણ તે બળીયું" ચોરે જાણ્યું કે હમણાં હું હચરકો મારીશ, એટલે કાચા તાતણા છે, તે તૂટી જશે.

પછી તે વાણિયે તો આખો ફાળકો વીંટી દીધો, તેથી તે ચોર સજડ થઇ રહ્યો. અને નીકળી શકયો નહિ. પછી સવારે તે વાણિયે પોલીસના માણસોને બોલાવીને તેને પકડાવ્યો.

એક રાજાએ જારની ખાણ ભરાવવા માંડી, ત્યારે એક ઠગે આવીને કહ્યું કે સાહેબ મારી અરધી જાર તે ખાણમાં

નાંખવાનો હુકમ આપો. ત્યારે ભોળો રાજા સમજ્યો કે આપણે સોમણ જાર ખાણમાં ભરીએં છીએ. તેમાં પચાસ મણ જાર તે નાંખશે, તેથી રાજાએ તોહા પાડી. અને પ્રધાનને કહ્યું કે આને લખી આપો કે આ ખાણમાં અરધી જાર તમારી છે, ત્યારે તે પ્રધાન વાણિયા વિદ્યા ભણેલો હતો, તેથી સમજી ગયો કે આ ઠગ છે, તે જારના દાણાનું ફડશીયું કરીને માંહે નાખશે, અને અરધી જાર લખાવી લેશે. તેથી તેણે રાજાને કોરે બોલાવીને સમજાવ્યો, કે તે ઠગ છે, તે આમ કરશે, તેથી અરધી જાર લખી આપવાની ના પાડી.

તે રાજાની કચેરીમાં એવી વાત થઈ કે આ શહેરમાં માળી બે ભાઈ છે, તેનો બાગ સૈયારો છે, પણ રહે છે જુદા; તેનો નાનો ભાઇ રામો માળી છે, તે ઘણો હુશિયાર છે, તેને કોઈ ઠગી શકે નહિ. ત્યારે પ્રધાને કહ્યું કે ગમે એવો હુશિયાર હોય, પણ તેને વાણિયા વિદ્યા ભણેલો હોય, તે ઠગી શકે. રાજાએ કહ્યું કે તેને ઠગે, તેને હું ઈનામ આપું. ત્યારે ત્યાં મુળચંદ કરીને એક વાણિયાનો છોકરો વાણિયા વિદ્યા ભણેલો બેઠો હતો. તે બોલ્યો કે હું એને ઠગું.

પછી એક સમે પોતાના બાગના એક આંબાના ફળ ૧૨૦ તે બે ભાઈઓએ સાઠ સાઠ વહેંચી લીધાં. અને પોતપોતાને ઘેર ગયા, ત્યારે મોટા ભાઇની બાઇડીએ કહ્યું કે આ

કેરીઓ ચોટામાં જઇને વેચી નાંખો; અને પૈસાની જરૂર છે, માટે પૈસાની ત્રણ ત્રણ કેરીઓ વેચી નાંખજો. તેમજ રામાની વહુએ પણ કહ્યું કે આપણે પણ કેરીઓ ચોટામાં જઇને વેચી નાંખો. પણ કેરીઓ સારી છે, અને આપણે ઝટ વેચવાની ઉતાવળ નથી. માટે પૈસાની બબ્બે ખપે તો વેચજો. નહિ તો પાછી લાવજો. પછી રામો પોતાની કેરીઓ લૂગડાંની ફાંટમાં લઇને વેચવા ચાલ્યો, એટલે તેના મોટા ભાઈએ કહ્યું કે મારી સાઠ કેરીઓ પણ તું લઈ જા, અને પૈસાની ત્રણ ત્રણ વેચી નાંખજે. તે કેરીઓ તેણે જુદી ફાંટમાં લીધી. અને જઈને ચોટા વચ્ચે વેચવા બેઠો. ત્યાં પેલો મુળચંદ કેરીઓ વેચાતી લેવા ગયો. તે કેરીઓ એકસોવીસ સરખી હતી, કોઇ સારી નરસી જણાય તેમ ન હોતું. મુળચંદે પૂછ્યું કે આ કેરીઓ શા ભાવે આપીશ રામે કહ્યું કે આ ઢગલામાંની પૈસાની ત્રણ અને આ ઢગલામાંની પૈસાની બે ત્યારે મુળચંદે એક પૈસાની ત્રણ લીધી અને એક પૈસાની બે લીધી. એમ બે પૈસાની પાંચ લીધી ત્યાં બીજા માણસ પણ ઉપરા ઉપર કેરીઓ લેવા પડયાં. મુળચંદે બે ઢગલા ભેળસેલ કરી નાંખ્યા. અને ફરી બે પૈસા આપીને પાંચ કેરીઓ લીધી. એટલે સૌ બબે પૈસા આપીને પાંચ પાંચ કેરીઓ લઇ ગયા. તેથી ૧૨૦ કેરીઓના ૪૮ પૈસા ઉપજ્યા. પછી ઘેર આવ્યો એટલે તેના મોટા ભાઇએ સાઠ

કેરીઓના વીશ પૈસા માગી લીધા. રામાની સ્ત્રીએ કહ્યું કે આપણી સાઠ કેરીઓના ત્રીસ પૈસા લાવો. પણ રામાની પાસે તો અઠાવીસ પૈસા રહ્યા હતા; તેથી બે પૈસાની કેરીઓ કોણ ચોરી ગયું, તેની સમજણ પડી નહીં. પછી તે વાત બધે ફેલાઇ અને રાજાની કચેરીમાં ગઈ; અને રાજાએ મુળચંદને ઇનામ આપ્યું. અને શી રીતે વાણિયા વિદ્યા કરી તેનો ખુલાસો માગ્યો, ત્યારે તેણે કહ્યું કે ચોવીસ પંચકડાં થયાં માટે ૪૮ કેરીઓ પૈસાની બબેના ભાવમાં ગઇ અને ૭૨ ત્રણ ત્રણના ભાવમાં ગઇ, માટે બે પૈસા ઓછા ઉપજ્યાં એ રીતે વાણિયા વિદ્યાથી લોકો ઠગાય, તે કોઇને ખબર પડે નહિ.

તે રાજા અને તેની રાણી એક સમે એકાંતે બેઠાં હતાં ત્યારે બે જણને એવો વાદ થયો કે રાજાએ કહ્યું કે તમારા કરતાં મારા પગ સારા છે, ત્યારે રાણીએ કહ્યું કે તમારા પગ કરતા મારા પગ સારા છે. એવામાં પ્રધાનનો દીકરો ત્યાં આવી ચડયો. તેને બે જણે પૂછ્યું કે અમારા બેમાંથી કના પગ સારા છે, તે કહે ? તે છોકરો વાણિયા વિદ્યા ભણેલો હતો તેણે વિચાર્યું કે હું જેના પગ નહિ વખાણું. તેને દુઃખ લાગશે. માટે બે અર્થ થાય, એવું એક વાકય એવું બોલું કે તેમાં સાચે સાચી વાત અને એકને દુઃખ લાગે નહિ. પછી તેણે રાજાના પગ સામો હાથ કરીને કહ્યું કે "આ પગથી આ પગ સારા

છે." તેમાંથી એક અર્થ એવો નીકળ્યો કે પુરૂષના પગ કરતાં સ્ત્રીના પગ રૂપાળા હોયજ અને બીજો અર્થ એવો નીકળ્યો કે આ રાજાજીના પગથી એટલે રાજાજીના પગ વડે રાણીના પગ સારા છે, એવી તેની વાણિયા વિદ્યા જોઈને રાજા તથા રાણી રાજી થયાં. અને તેને સાબાશી આપી.

દોહરો.

વિપ્ર જોગિને વાણિયે એક શેલડી લીધ;
ભાગ પાડિને ત્રણ ભલા, વણિકે વહેંચી દીધ. ૨૯

એક વાણિયો એક બ્રાહ્મણ, અને એક જોગી શેલડીનો ફાલ ફરતો હતો, ત્યાં ગયા ત્યારે ફાલવાળાએ ત્રણે જણ વચ્ચે એક શેલડીનો સારો સાંઠો આપ્યો. તે લઈને આઘે જઈને વાણિયે કહ્યું કે લાવો હું વહેંચણ કરૂં. એ વહેંચણ કરતાં તો વાણિયાનેજ આવડે એમ કહીને કહ્યું કે શાસ્ત્રમાં કહ્યું છે કે "અગ્રે અગ્રે વિપ્ર." એમ કહીને પુંછડાનો ભાગ કાપીને બ્રાહ્મણને આપ્યો. પછી કહ્યું કે "જટાળું તે જોગીનો ભાગ એમ કહીને મુળીઆનો ભાગ હતો, તે જોગીને આપ્યો અને પછી કહ્યું કે "વચ્ચે રહ્યું કંદ, તે આરોગે નંદ" એમ કહીને વચલો ભાગ પોતે લીધો.

એક વાણિયો મારવાડીને ત્યાંથી એક લાખ રૂપીઆ કરજે ઉપાડી લાવ્યો. તે એવી સરતે કે એક માસમાં તે ના

આપું તો મારા શરીરમાંથી એક શેર માટી તારે કાપી લેવી; પણ તે વાણિયો મુદતમાં ભરી શકયો નહિ. ત્યારે મારવાડીએ અરજી કરીને તેના શરીરની શેર માટી માગી. ત્યારે વાણિયે વાણિયા વિદ્યા કરીને એવું કહ્યું કે મારા શરીરમાંથી બરાબર શેર માટી કાપી લે. પણ વધતી કે ઓછી કાપીશ તો ગુનેહગાર થઈશ. તેથી મારવાડી તેમ કરી શકયો નહિ.

એક વાણિયો અને એક મુસલમાન પરગામ જતા હુતા, ત્યાં રસ્તામાં વાણિયે તુલસીનો છોડ દીઠો, એટલે તેને પગે લાગીને તેનાં પાંદડાં લઈને આંખે અડાડયાં, અને માથે ચડાવ્યાં. ત્યારે મુસલમાને જાણ્યું કે આ ઝાડ હિંદુને પૂજવાનું પવિત્ર હશે, તેથી તે ઝાડને અપવીત્ર કરવા સારૂ પાંચ સાત પાંદડાં તોડીને પગ હેઠે કચરી નાખ્યાં. તેથી વાણિયાને ઘણું દુઃખ લાગ્યું. પછી આગળ જતાં વાડ ઊપર કૌવચના વેલા દીઠા. એટલે વાણિયે તેના કાતરા બે ત્રણ પગે લાગીને લૂગડામાં લીધા. તે આંખે અને માથે અડાડવા જેવું કરીને પાછા વાડમાં ફેંકી દીધા. અને પેલા મુસલમાનને કહ્યું કે આ ઝાડ અમારૂં ઘણું પવિત્ર ગણાય છે. માટે તમે એના કાતરા ઝાઝા તોડશો નહિ. અને તમારા મ્લેચ્છના શરીરે કે આંખે અડાડીને અપવિત્ર કરશો નહિ. પછી પેલા મુસલમાને ઝાઝા કાતરા તોડીને પોતાને શરીરે ચોપડયા. તેથી તેનું શરીર બધું

સૂજી ગયું. અને વીંછીના જેવા ચટકા ભરવા માંડયા. એ રીતે વાણિયા વિદ્યા કરિને તે વાણિયે પોતાનો દાવ વાળ્યો.

કાશીમાં એક શરણાઈ બજાવનારે બાર વરસ સૂધી અભ્યાસ કરીને શરણાઇમાં રાગ રાગણી ઉતારવાનો અભ્યાસ કર્યો. અને જાણ્યુ કે મારે ઘેર ઘેર ભીખ માગવી નથી. પણ કોઇ મોટા ક્રોડ પતિ એકજ શેઠને રીઝવીશ એટલે તે મારૂં દાળીદ્ર કાપી નાંખશે. એવું ધારીને કલકત્તા જેવા શહેરમાં ગયો. ત્યાં દુકાનમાં ક્રોડપતિ નગર શેઠ ગાદીએ બેઠો હતો. તેની આગળ જઇને શરણાઈમાં તરેહ તરેહના રાગ રાગણી ગાઇને પહોર વાર સૂધી શરણાઈ બજાવી. ત્યારે શેઠે જાણ્યું કે આને કાંઈક આપવું પડશે. માટે એવી વાણિયા વિદ્યા કરવી કે તેને કાંઇ આપવું પડે નહિ. એવું ધારીને શરણાઇ વાળાને કહ્યું કે લાવ જોઇએ તારા હાથમાં શું છે; એમ કહીને શરણાઈ હાથમાં લઇને શેઠે નીચે ઉંચે જોઈને કહ્યું કે આતો પોલું છે, તે બોલ્યું. એમાં તે શી ચતુરાઇ કરી, સાંબેલું બજાવ, તો હું જાણું કે તારી ચતુરાઈ ખરી. પછી પેલો નિરાશ થઇને ચાલ્યો ગયો.

દોહરો.

શ્રેષ્ઠ શેઠને રીઝવવા, બજાવિ જ્યાં સરણાઇ;
પોલું છે તે બોલીયું' તેમાં શી ચતુરાઈ;—૩૦

**નંદ કહી રીઝે નાહ, કરતાં કળા અનેક;**
**વખતે રીઝે વાણિયો આપે તાળી એક—૩૧**

વાણિયો પછેડીમાં પાંચ શેરી ઘાલીને મારે, તે લોકો જાણે કે ફકત ઝાપટ મારી, પણ સામાનો વાંસો ભાગી જાય.

વાણિયે જીવતો કાગડો પકડયો. ઈત્યાદી ઘણી વાંણિયા વિદ્યાની પરચુરણ વાતો તીવ્રબુદ્ધિને ન્યાયી શેઠે સંભળાવી. પણ છેલ્લી વારે કહ્યું કે વાણિયા વિદ્યાકાંઈના શીખવ્યાથી આવડતી નથી. પણ પોતાની અકકલ હુશિઆરીથી શીખાય છે. પછી તીવ્રબુદ્ધિ તેનો ઉપકાર માનીને વૈરાટ નગરીમાં પોતાને ઘેર ગયો. અને કેટલીક વાણિયા વિદ્યા કરવા શીખ્યો.

## પાદશાહે લવાને પૂછ્યું કે નીચામાં નીચી નાત કઈ તેની વાત ૨૫ મી.

### દોહરો.

**કડવું વાયક કોઇને, કહેવાકેરૂં જેહ;**
**પર પાસે બોલાવશે, પોતે ન કહે તેહ—૩૨**

વાણિયા વિદ્યાની વાતોનો સંગ્રહ કરનાર વકીલ દયાળજી રણછોડ કહે છે કે એક સમે દિલ્લિના પાદશાહે લવાને પૂછ્યું કે હિંદુમેં બોત જૂદી જૂદી નાતો હે, બ્રાહ્મણસેં નીચી બની-

આકી નાત. બનીઆસેં નીચી કુનબીકી. કુનબીસેં નીચા સુતાર. સુતારસેં નીચા દરજી. દરજીસેં નીચા મોચી, મોચીસે નીચા ઢેઢ, તો સબસેં નીચામાં નીચી નાત કીસકી. તે લવો વાણિયા વિદ્યા ભણેલો હતો. માટે તેણે કહ્યું કે સાહેબ વિચાર કરીને કાલે એનો જવાબ દઇશ. એમ કહીને પોતાને ઘેર ગયો. અને ઢેઢની બધી નાતને બોલાવી. અને કહ્યું કે તમારી નાત બધી કાંઇ પાદશાહના ગુનાહમાં આવી છે. તેથી પાદ-શાહને બહુજ ગુસ્સો ચઢયો છે. અને તમને સૌને ભારે શિક્ષા કરનાર છે. તે એવી કે તમને બધાને મુસલમાન કરશે. ત્યારે ઢેઢ બોલ્યા કે સાહેબ એવડો ભારે ગુનોહ અંમેં સેં કર્યો છે. ગમે તો અમારો દંડ કરે, ગમે તો અમારાં ઘરબાર લૂટી લે. અથવા અમને દેશપાર કરે, અથવા અમને સૌને તોપે બાંધે, અને ઉડાડી દે. તે અમે કબૂલ કરશું. પણ અમે મુસ-લમાન થનાર નથી. ત્યારે લવાએ કહ્યું કે કાલે સવારે તમે દરબારમાં આવીને પાદશાહને અરજ કરજો એટલે દયા આવશે, તો તમને છોડી મૂકશે. પછી સૌ ઢેઢ પોત પોતાને ઘેર ગયા.

બીજે દહાડે સવારમાં ઉઠીને બધી નાત મળીને દર-બારમાં ગઇ. ત્યાં પાદશાહ અને લવો બે જણ બેઠા હતા. ત્યાં ઢેઢાએ બૂમ પાડી કે સાહેબ ફરિયાદ!! ફરિયાદ!! પાદ-શાહે કહ્યું કે કયાહે! ત્યારે ઢેઢાએ કહ્યું કે તમારો કારભારી

કહે છે કે તમે પાદશાહના મોટા ગુનાહમાં આવ્યા છો. માટે તમને બધાને પાદશાહ મુસલમાન કરશે. માટે સાહેબ? અમને તોપે બાંધો, દેશપાર કરો, પણ મુસલમાન કરશો નહિ.

પાદશાહ સમજ્યો કે આ લવે વાણિયા વિધા કરી, પોતાને મોઢે અમારી નાતને નીચી કહી નહી. પણ આ ઢેઢની નાત પાસે અમારી નાતને નીચી કહેવરાવી. પછી પાદશાહે ઢેઢોને કહ્યું કે જાઓ તમને મુસલમાન નહિ કરીએ. તેથી ઢેઢ રાજી થઈને ઘેર ગયા.

પછી પાદશાહે લવાને કહ્યું કે ઢેઢસેંબી અમારી નાત નીચી કે!

આ વાતનો સાર એ છે કે કોઇને દુઃખ લાગે એવું વચન વાણિયો કહે નહિ. પણ બીજા પાસે કહેવરાવે.

સોરઠા.

ખરચે રૂડી રીત, હોય હાથમાં દ્રવ્ય તો;
વ્યાજે કાઢી વિત્ત, વરો કરે નહિ વાણિયો. ૩૩
જો જન હોય અનાથ, તાડો તે ઉપર કરે;
સમરથ જનની સાથ, વાદ વદે નહિ વાણિયો. ૩૪
શિરપર શત્રુ થાય, ખટકે મનમાં ખૂબ પણ;
જો ગોળે મરિ જાય, વિખે ન મારે વાણિયો. ૩૫

શત્રુ સામો થાય, પણ વખતે પાછો વળે;
વેગે નહિ વહિ જાય, વખંત વિચારે વાણિયો. ૩૬
ખરચી ધન ને ધામ, ફુલણજી ફુલાય છે;
કરે ન એવું કામ, વગર વિચારે વાણિયો. ૩૭
બે જણ લડતા હોય, જ્યાં સૂધી બહુ જોરમાં;
ત્યાં સમજાવા તોય, વચે પડે નહિ વાણિયો. ૩૮
છાની છપની વાત, કોઈ કહે જો કાનમાં;
પાડે નહિ પ્રખ્યાત, વાત જીરવે વાણિયો. ૩૯
બોલે સાચો બોલ, બોલ્યું પાલે બાપનું;
તોલે સાચું તોલ, તે વેપારી વાણિયો. ૪૦
ઉરમાં નહિ અકલ્લાય, ધીરજ ધારે ધરથકી;
રીસ કરે જો રાય, વિનવી જાણે વાણિયો. ૪૧
અશ્વો મળે અનેક, પેદલ રથને પાલખી;
છકી જાય નહિ છેક વૈભવ પામી વાણિયો. ૪૨
કુટુંબિ જનપર ક્રોધ, ચઢે કદાપી ચીત્તમાં;
વહાલા માંહિ વિરોધ, કદી કરે નહિ વાણિયો. ૪૩
કોઇ કદાપી કયાંય, બોલ્યામાં બંધાય જન;
છોડાવે ક્ષણ માંય, વકીલ થઇને વાણિયો. ૪૪

# અગાઉથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોના મુબારક નામો

**ઉમરાવતી.**

શેઠ કનૈયાલાલ બળદેવ. ૧

**ગીદડ.**

શેઠ અભેચંદ ભાણજી પારેખ. ૧
,, પોપટ જેશંગ. ૧

**છોટા ઉદેપુર.**

મે૦ માહારાઓલ ભારથસિંહજી જીતસિંહજી } ૨

**જોડીયા બંદર.**

રા. સા. કલ્યાણજી હીરજી ફર્સ્ટ કલાશ માજીસ્ટ્રેટ. } ૧

**ઝીંઝુવાડા.**

મેતા. દેવીદાસ સુંદરજી. ૧

**ડાલીઆ.**

શેઠ વીરચંદ ગોબરદાશ. ૧

**ધ્રાંગદરા.**

નામદાર કુમારશ્રી સજનસિંહજી. ૫

**પાચોરા.**

શેઠ ઝવેરચંદ વશનજી. ૧

**પોરબંદર**

વકીલ ગોવંદજી ડાહ્યાભાઇ. ૨
શેઠ જમનાદાશ ગીરધરદાશ. ૨
રણછોડદાશ નારણજી હેડ કલાર્ક ઓફ ધ એડમનિસ્ટ્રેટર. } ૧
મે૦ વશનજી ડાહ્યાભાઇ સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ. } ૧
માસ્તર દેવચંદ રણછોડ. ૧
વકીલ કલ્યાણરાય છબીલદાશ. ૧
,, પરમાણંદ નેમીદાશ. ૧
,, સુંદરજી પ્રાગજી. ૧
,, ગોરધનદાશ નરભેરામ. ૧
,, વશનજી હીરજી. ૧
શેઠ લાધા ભાણજી હ. આણંદજી. ૧
,, મેઘજી ગોરધન હ. મદનજી. ૧
,, મુરજી રણછોડ. ૧
,, જેશગ મોનજી. ૧
,, લખમીદાશ માવજી. ૧
,, દવારકાદાશ લીલાધર સંપત હ લીલુ શેઠ } ૧
,, શેશકરણ પ્રાગજી. ૧
,, મુલચંદ નેણશી શાહ. ૧
,, હરજી ગંગાધર ભણશાલી. ૧
,, માધવજી કેશવજી. ૧
વિપ્ર. મથુરાદાસ પરમાણંદ. ૧

### ખાટવા.

| | |
|---|---|
| એ૦ આશારામ દલીચંદ ગીદડના મેનેજર. | ૨ |

### મુંબાઇ.

| | |
|---|---|
| શેઠ. મોતીચંદ દેવચંદ. | ૧૦ |
| શેઠ. ધારસી ઓધવજી. | ૫ |
| ,, કપુરચંદ દીપચંદ. | ૫ |
| ,, ઝવેરભાઈ હરજીવન. | ૫ |
| ,, દામોદર ગોરધનદાશ. | ૫ |
| ,, રૂપશીંગ મથુરાદાશ લવજી | ૩ |
| ,, પરધાન લધાભાઇ. | ૩ |
| ,, વીરજીભાઇ ત્રીકમજી. | ૩ |
| ,, દુલભદાશ હરિદાશ. | ૨ |
| ,, ચત્રભોજ તુલશીદાશ. | ૨ |
| ,, કરશનદાશ દવારકાદાશ. | ૨ |
| ,, જાદવજી જુઠા પારેખ. | ૨ |
| ,, હરખચંદ કપુરચંદ | ૨ |
| ,, કેશરીસિંગ હઠીસિંગ. | ૨ |
| ,, ટોકરશી જીવરાજ. | ૨ |
| ,, રણછોડદાશ હરિભાઇ. | ૨ |
| ,, રવચંદ રામચંદ. | ૨ |
| ,, જમનાદાશ લલુભાઇ. | ૨ |
| શેઠ. દાઉદભાઇ નેણશીભાઇ. | ૨ |
| ,, લાલજી લીલાધર. | ૨ |
| ,, રણછોડ મનજી. | ૨ |
| શેઠ. લક્ષ્મીદાશ ખીમજી જસ્ટીસ ઓફધીપીસ | ૨ |
| મુલતાની મોહનજી નારણદાશ. | ૧ |
| શેઠ. પરશોતમ પ્રાણવલભ. | ૧ |
| ,, રણછોડદાશ કલ્યાણજી | ૧ |
| ,, પ્રભુદાશ હીરજી. | ૧ |
| ,, ઓધવજી ભીમજી. | ૧ |
| ,, હરિદાશ ખુશાલ. | ૧ |
| ,, પરમાણંદ ત્રીભોવનદાશ. | ૧ |
| ,, વીઠલદાશ વશનજી. | ૧ |
| ,, જમનાદાશ માણેકલાલ. | ૧ |
| ,, વીઠલદાશ રામજી. | ૧ |
| ,, જમનાદાશ અમરચંદ. | ૧ |
| ,, રણછોડદાશ ઓધવજી. | ૧ |
| શેઠ. દિનશાહ પેસ્તનજી. | ૧ |
| ,, છોટાલાલ પ્રેમજી. | ૧ |
| ,, કાવશજી લીમજીભાઇ. | ૧ |
| ખત્રી. વલભદાશ લાલજી | ૧ |
| શેઠ. જે કીશન કાશીદાશ. | ૧ |
| ,, કાશીદાશ માણેકલાલ. | ૧ |
| ,, પરશોતમદાશ જમનાદાશ | ૧ |
| શેઠ. મોતીરામ જમનાદાશ. | ૧ |
| ,, દેવીદાશ કાનજી. | ૧ |
| ,, પરશોતમ ઓધવજી. | ૧ |
| મારવાડી. હરીરામ ગોપાલલાલ | ૧ |
| ,, ગવરીદત છગાણી. | ૧ |
| ,, શાગીદાશ પ્રોત. | ૧ |
| પોકરણા. જીવન પરશોત્તમ | ૧ |
| શેઠ. પીતાંબર શેશકરણ. | ૧ |
| ,, ભગવાનદાશ પીતાંબર. | ૧ |
| ,, વલભદાશ સુંદરદાશ. | ૧ |
| ,, હરિદાશ ભીમજી. | ૧ |
| ,, શોભાગચંદ કાનજી. | ૧ |

,, શવચંદ નેમચંદ. ૧
,, કચરા અભેચંદ. ૨
,, ત્રીભોવનદાશ પરશોતમ. ૧
,, કરશનદાશ લખમીદાશ. ૧
,, લાલજી તુલશીદાશ. ૧
,, મથુરાદાશ તુલશીદાશ. ૧
,, ગીરધરલાલ ધારશી. ૧
,, કાલીદાશ જગજીવન. ૧
,, નરોતમદાશ પરમાણંદ. ૧
,, ભગવાનદાશ વીશરામ. ૧
શેઠ. હીરાલાલ ફીલાચંદ. ૧
,, દુલભજી જીવન. ૧
,, વનમાલી અમરશી. ૧
,, ધરમશી પરશોતમ. ૧
વોરા. જીવનજી તૈયબજી. ૧
શેઠ. માણેકલાલ રામદાશ. ૧
,, ગોપાલજી માણેકચંદ. ૧
,, તુલશીદાશ લાલજી ગાંધી. ૧
,, અમરચંદ જૂઠા. ૧
,, કલ્યાણજી ધનજી ચીનાઈ. ૧
,, ગોવંદજી વણારશી. ૧
,, લખમીચંદ કલ્યાણજી. ૧
,, જેશંગ મોરારજી. ૧
,, પરધાન દામજી. ૧
,, વેલજી વાલજી. ૧
,, ખુશાલ ત્રીકમજી. ૧
,, પરશોતમ દામોદર. ૧
,, લખમીદાશ નરશીદાશ. ૧
,, નારણદાશ ગોવંદજી. ૧
,, નારણજી જીવન. ૧
,, ઓગડ હકમચંદ. ૧
,, માદેવ મનજી. ૧
શેઠ સોરાબજી માહલક્ષ્મીવાલા. ૧
,, નરપતલાત હઠીસિંગ. ૧
,, ફાજલભાઈ ધરમશી ૧
,, શોભાગચંદ હરિદાશ. ૧
,, ચત્રભોજ પરસોતમ. ૧
,, રણછોડદાશ મોરારજી. ૧
,, પરસોતમ લખમીચંદ. ૧
,, કપુરચંદ પ્રેમજી. ૧
,, કાલીદાશ હીરજી. ૧
,, પરસોતમ ઓધવજી. ૧
,, કાનજી દામજી. ૧
,, ચત્રભોજ દેવચંદ. ૧
,, નારાણ પરસોતમ. ૧
,, વીરજી કરશન. ૧
,, ખુશાલ ગોવંદજી. ૧
,, ત્રીકમદાશ ચુનીલાલ. ૧
પાઠક જટાશંકર રતનજી. ૧
શેઠ દેવચંદ ડાહ્યાભાઈ કાથાવાલા. ૧
,, માધવજી ધરમશી. ૧
,, મોરારજી કાલીદાશ. ૧
,, વીઠલદાશ પદમશી. ૧
,, માધવજી ધારશી. ૧
માસ્તર છગનલાલ જાદવજી. ૧
જાની મંછારામ સોમનાથજી. ૧
ઓઝા દલપતરામ હરીરામજી. ૧
કૃષ્ણરાવ ભાષ્કરજી રેલે. ૧

| | |
|---|---|
| શેઠ લખમીદાશ ત્રીભોવન. | ૧ |
| ,, ધરમશી વંદ્રાવન. | ૧ |
| ,, ઝવેરભાઇ બાપુભાઇ. | ૧ |
| વૈદ્ય લક્ષ્મીદાશ ગોરધનદાશ. | ૧ |
| શેઠ મોહનદાશ હરીલાલ. | ૧ |
| વોરા અલીભાઈ લાલજી હબીબ. | ૧ |
| કંસારા નથુ ઝવેર. | ૧ |
| શેઠ માધવજી મુલચંદ ગોશલીયા. | ૧ |
| ,, અભેચંદ અંદરજી. | ૧ |
| ,, જીવન મુલજી. | ૧ |
| ,, કરશનજી હરખચંદ. | ૧ |
| ,, વનમાલીદાશ બાટેભાઇ. | ૧ |
| ,, જેવત વીરમ. | ૧ |
| ભટ શંકર કાનજી. | ૧ |
| ,, માણેકલાલ મોતીરામ. | ૧ |
| શેઠ મેઘજી ચત્રભોજ. | ૧ |
| ,, દામજી મોરારજી. | ૧ |
| ,, શીવજી કુરશીદલાલ. | ૧ |
| ,, કેશવજી ભીમજી દલાલ. | ૧ |
| ,, કાલીદાશ ઉજીવન. | ૧ |
| ,, કાનજી ભાણજી. | ૧ |
| ,, દામોદર હેમરાજ. | ૧ |
| ,, દામોદર ચુનીલાલ. | ૧ |
| ,, મનસુખલાલ કચરાભાઈ. | ૧ |
| ,, પરશોતમ ઝવેરચંદ. | ૧ |
| ,, ત્રીકમજી નરપર. | ૧ |
| ભટ પ્રેમા ગંગારામજી. | ૧ |
| ,, ભુટા ભગવાન. | ૧ |
| શેઠ ભાણજી લાધા. | ૧ |
| ,, મુરજી આણંદજી. | ૧ |
| ભટ ધુલા રૂપજી. | ૧ |
| શેઠ કાનજી જીવરાજ. | ૧ |
| ,, કાનજી ભીમજી. | ૧ |
| ,, ખીમજી લખમીદાશ | ૧ |
| ,, હરીદાશ રણછોડદાશ. | ૧ |
| ,, નારણદાશ કેશવજી. | ૨ |
| ,, હરખચંદ નાથા. | ૧ |
| ,, મુરજી દેવરાજ ધીવાલા. | ૧ |
| ,, વાશણજી જેચંદ ચોકીયા. | ૧ |
| ,, કરમચંદ પ્રેમચંદ. | ૧ |
| ,, સુંદરદાશ પરશોતમ. | ૧ |
| ,, જીવણદાશ દેવજી. | ૧ |
| ,, લાલચંદ ઇંદરજી. | ૧ |
| ,, લાલજી દયાલ | ૧ |
| ,, લખમીચંદ રામચંદ. | ૧ |
| ,, ગોવંદજી રાઘવજી દેશાઇ. | ૧ |
| ,, જેરામ દેવજી. | ૧ |
| ,, ખીમચંદ દુલભ. | ૧ |
| ,, રાઘવજી રામજી. | ૧ |
| ,, મંગલ રણછોડ. | ૧ |
| મારવાડી લછમીરામ રૂડમલ. | ૧ |
| શેઠ હીરજી દામજી. | ૧ |
| ,, ચુનીલાલ હરીલાલ. | ૧ |
| ,, દેવકરણ કેશવજી. | ૧ |
| ભટ ધુલીયા લીલાધર. | ૧ |
| શેઠ ધરમશી લાલજી પારેખ. | ૧ |
| ,, ખીમજી દામજી. | ૧ |
| ,, કાનજી લીલાધર હ. વીરજી શેઠ | ૧ |

,, જગજીવન પ્રાણજીવન. ૧
,, પ્રેમજી રામચંદ. ૬
,, હીરાચંદ સાકળચંદ. ૧
,, મગનલાલ વલભદાશ. ૬
,, કેશવલાલ પ્રેમજી. ૧
,, તારાચંદ જેઠા ૧
,, જમનાદાશ વીજભુખણદાશ. ૧
,, વાલજી લીલાધર. ૧
,, રણછોડદાશ દેવચંદ પીતાંબર ૧
,, કાલીદાશ હીરજી. ૧
,, દામોદર હરગોવંદ. ૧
પોકરણા પ્રેમજી ગોકલદાશ. ૧
જોશી લવજી કાલીદાશ. ૧
શેઠ નારણદાશ હરીદાશ. ૧
,, વેલજી ઉકરડા. ૧
,, વીરજી જીવનદાશ. ૧
જોશી નારણદાશ ખીમજી. ૧
શેઠ નેણશી હીરજી. ૧
શેઠ. લીલાધર જમનાદાશ કોઠી, ૬
શેઠ. શોરાબજી રૂસ્તમજી માજુ. ૧
જોશી. નાનજી વીરજી. ૧
શેઠ. પદમશી ગોકલદાશ. ૧
જોશી. જેકીશન જીવાભાઈ ૧
શેઠ. મગનલાલ જમનાદાશ. ૧
,, નેમુચંદ લલુભાઈ હાજી. ૧
,, હરજીવન જેઠા. ૧
,, ઓધવજી સુંદરજી. ૧
,, ધરમશી માણેકચંદ ૧

,, ત્રીભોવન ગીરધર. ૧
,, પરશોતમ વલભજીઠાર. ૧
,, લલુભાઈ ભગવાનદાશ સોપારીવાલા. ૧
,, મોતીલાલ દયારામ. ૧
,, જેઠાભાઈ ઈંદરજી. ૧
,, કરમચંદ નાનજી. ૧
જોશી. ચુનીલાલ ફકીરચંદ. ૧
શેઠ. ભગવાનદાસ મગનલાલ. ૧
,, ઉભાઈઆ રતનશી. ૧
,, નરશી વશરામ. ૧
,, છોટાલાલ હરજીવન ૧
,, દયાશંકર હરીકૃષ્ણ ૨
શેઠ મુલજી વાલજી ૧
શેઠ. ઓતમચંદ કશરાચંદ ઝવેરી ૧
,, હરીલાલ રામજી. ૧
,, મગન ગોવરધનદાશ વરમા ૧
પોકરણા ધરમશી વેલજી વીશીવાલા ૧
ભટ. દલિરામ નાનજી. ૧
ભટ. દલેરામ લાલજી. ૧
ભટ. શાલગરામ કેવલજી. ૬
શેઠ. નાગજી માણેકચંદ ૧
,, અવીચલ કાલીદાશ. ૧
,, મુલચંદ વેલશી. ૧
,, નાનજી જેઠા. ૧
,, માણેકલાલ નારણદાશ. ૧

,, કલ્યાણદાશ રવજી દરબાર, ૧
,, ત્રીભોવનદાશ જાદવજી. ૧
,, મોતીચંદ સવજી ૧
,, શામલદાશ પ્રભુદાશ. ૧
જુટા. વીઠલદાશ તુલશીદાશ. ૧
શેઠ. જાહગીર માણેકજી ચોકસી ૧
ખીમજી નારણજીભાટીયા. ૧
માસ્તર મયાશંકર કાલીદાશ. ૧
શેઠ. પ્રેમજી પરશોતમ. ૧

**માહીમ.**

ડાક્ટર સોરાબજી મનચેરજી. ૧

શેઠ જમાલ માવજી.

**રાજકોટ.**

રા. બા. મોતીચંદ તુલશીદાસ
રાજકોટ કારભારી
સાહેબ.

**વડીયા.**

રા. રા. કેશવજી ઝવેરચંદ.

**વીરપુર.**

બાશ્રી કુંવર બા
કામદાર મોતીચંદ કાલીદાસ

---



# જાહેર ખબર.

આ ચોપડી મળવાના ઠેકાણા પોરબંદરમાં કર્તા વકીલ દયાળજી રણછોડદાસને ત્યાંથી તથા બુકસેલરો પાસેથી.

મુંબઈમાં ઠકર વશનજી પરમાણંદ ચાહેવાળા બુકસેલર કાલકાદેવી તેલવાડીને નાકેથી તથા બીજા બુકસેલરો પાસેથી.

અમદાવાદમાં ગુજરાત વરનાક્યુલર સોસાઇટીમાંથી.

હાજર જવાબી પ્રધાનની વાર્તા ભાગ ૧ લો અને ૨ જો જેની કીમત રૂ. ૧—૦—૦ હતી તે ઘટાડીને રૂ. ૦—૮—૦ રાખી છે માટે જોઇએ તેણે ઉપર લખેલે ઠેકાણેથી મંગાવી લેવી.

કલિયુગમાં શ્રિમંતોના કેટલાક બાલક બેહુદા છોકરાઓ સ્વછંદી વર્તણુકમાં છલકાઈ છોકરવાદી પણામાં જે છકેલ વર્તન ચલાવી પોતાના તનમનને ધનની ખરાબી કરે છે તેને લગતો ચોકસ ચિતાર વાંચવો હોય તો મગાવો. નટવર "ચંડાળ ચોકડી" અથવા મ્હોટાનાં છોકરાં. કિમત રૂા. ૧

ઠા૦ વશનજી પરમાણંદ ચાહેવાલા.

બુકસેલર કાલકા દેવી તેલવાડીને નાકે.